# રા. સાદીક કૃત

---

દિલ્હીના મુગલ સમ્રાટ
બહાદુરશાહ ઝફર.
દિલ્હીના મહાન કવિ–
ગાલિબ ને તેમનાં કાવ્યો.
જ્યાંરે તેઓ ઉપકાર કરે છે!

મહાત્મા શેખ સાંદી.
મોગલ રંગ મહેલની મલકા.
સુલ્તાના રઝિયા બેગમ.
સુલેખા પ્રજામિત્ર–કેસરીમાં
શત્રુ અને પ્રેમ વાર્તા.

બંગાળી ભૂત અથવા–
રહસ્યમય ખૂન! વાર્તા.
ખબરદાર ખૂની! વાર્તા.
મશરેકની માશુક. કાવ્યો.

# રુપરેખા

યૂરોપના જુદા જુદા રાષ્ટ્રોએ પોતાના આર્થિક લાભો જાળવવા, તેને વિકસાવવા તેમજ વિશેષ લાભો સંપાદન કરવા માટે અરસપરસમાં અનેક વેળા યુદ્ધો કર્યાં છે. એ યુદ્ધો સૈનિકો દ્વારા માનવસંહાર કરીને, અર્થવિજ્ઞાન દ્વારા બીજા રાષ્ટ્રોની ધનસંપતિનો સરળ અને કૃત્રિમ વેપાર દ્વારા સંચય કરીને, સંસ્કૃતિનાં આક્રમણ દ્વારા લોકોની રુચિ અને વૃત્તિમાં પરિવર્તન કરીને કર્યાં છે ને થયાં છે. પરંતુ યૂરોપનો આર્થિક આંતરવિગ્રહ યૂરોપ પુરતો ન રહેતાં તે જગતના બીજા ભાગોમાં સમય જતાં પોતાના રંગો દેખાડવા લાગ્યો. હોલેન્ડના ડચે, પોર્ટુગીઝે બીજા રાષ્ટ્રોમાં વેપાર ખેડવાનો આરંભ કર્યો. તેમની પાછળ ફ્રાંસે, રશિયાએ, જર્મનોએ, અમેરિકાએ અને ઈંગ્લાંડે પણ જગતના બીજા રાષ્ટ્રો તરફ ઉપલક હેતુસર દૃષ્ટિ માંડી. વિશેષતઃ તેઓએ પોતાના આર્થિક લાભો વધારવા અને જાળવવા માટે કૂચ કરી. આ કૂચનો આરંભ વેપારના નામે થતો, ધર્મપ્રચાર નામે થતો હતો. એ પછી પોતાના વેપારના સંરક્ષણ માટે, ધર્મપ્રચારની સરળતા માટે એ યૂરોપીય

દેશોને અનેક વેળા બીજા દેશોના ગજકારણમા માથુ મારવુ પડતુ, કેટનાક સ્થળો ઉપર શાસન કરવાની પણ જરૂર જણાતી, અને તેમ તેઓ કરતા ઇરાનમાં મુખ્યત્વે રશિઆ અને ઇગ્લાંડે અને કંઇ અંશે અમેરિકાએ પોતાના વેપારની વૃધ્ધિ માટે, આર્થિક હીતોની રક્ષા માટે અનેક તરેહના પ્રયત્નો કર્યા એ પ્રયત્નોમા વિશેષત તેઓએ ઇરાનના બાદશાહોને ગજા વર રકમો ઉધાર આપવા માડી, અને ઉધાર આપેલી રકમો પાછી મેળવવા માટે બ્હાણુ કરીને અમુક પ્રકારના વેપાર માટે ખાસ હકકો મેળવ્યા એ હકકોના, એ અધિકારના ભંગ બદલ કોઇ વેળા ઇરાની અખાતની આવક ઉપર અંકુશ મેળવ્યો, કેટલીક વેળા એ હકકો કે અધિકારના સંરક્ષણ માટે ઇગ્લિનના ખર્ચે પોતાનુ સૈન્ય પણ ઇરાનમા રાખ્યુ પરંતુ ઇરાનદેશ યૂરોપી રાષ્ટ્રોના આર્થિક શોષણના સાણસામા કાયમનો આવતો અટક્યો, કારણ કે યૂરોપીય રાષ્ટ્રો પોતાની સસ્કૃતિનુ ત્યા આક્રમણ કરી શકયા નહોતા યૂરોપીય સંસ્કૃતિ કે સભ્યતાના પ્રચાર દ્વારા તેઓ ઇરાનની રુચિ કે વૃતિ બદલવા અસમર્થ નિવડ્યા હતા એટલુ જ નહી ઇરાનના રાષ્ટ્રવાદે પરદેશીઓના આવા આક્રમણનો અર્થ સવેળા પારખી લઈ તેનો સપૂર્ણ વિરોધ કરવા માડયો ફ્રાસે અને ઇગ્લાંડે એવી જ રીતે મીસરમા કર્યુ. ત્યા પણ તેઓની લગભગ એવી જ વલે થઇ આ લખનાર માને છે કે ઇરાન કરતા મીસરમા યૂરોપની લાગવગ અને તેના અધિકારો એટલા માટે વધ્યા કે મીસર યૂરોપીય આર્થિક આક-

મધ્યકાળમાં તેનો સામુદાયિક વિરોધ કરી શક્યું નહીં અને એક વેળા પગપેસારો કરી ચૂકેલા યૂરોપને મીસરમાંથી હાંકી કાઢવા પાછળથી થએલા પ્રયત્નો મીસરની નિર્બળતાને લીધે નિષ્ફળ નિવડયા. ઈરાન અને મીસરની જે દશા થઇ તેવી જ દશા ચીનની પણ થઇ. ચીનમાં અફીણનો વેપાર કરવા યૂરોપના સભ્યોની બનેલી હિંદમાંની ઈસ્ટ ઈન્ડીયા કંપનીએ જે પ્રકારના પ્રયત્નો કર્યા તે જગતની સભ્યતાને આહ્વાહન દેનારા હતા. ઇરાન મીસર અને ચીન દેશો કરતાં હિંદની પરિસ્થિતિ જૂદી હતી. તેથી એના ભાગ્યનું નિર્માણ પણ સૌ કરતાં જુદું જ આવ્યું. હિંદની પરિસ્થિતિ પૂર્વના બીજા દેશો કરતાં એટલા માટે નીરાળી હતી કે અહીં સંખ્યાબંધ નાનાં નાનાં રાજ્યો સ્થપાએલાં હતાં. તે ઉપરાંત એ નાનાં નાનાં રજવાડાઓ-રાજા-મહારાજાઓ અરસ્પરસમાં વૈમનસ્ય ધરાવતા હતા. હિંદની આવી રાજકીય દુરઅવસ્થામાં ડચ, પોરચુગીઝ, અંગ્રેજો અને ફ્રેંચો આ દેશમાં વેપાર ખેડવા આવ્યા. અંગ્રેજ વેપારીઓની મુત્સદ્દીગીરી અને કુશળતાએ પોતાની મહત્તા સ્થાપવા માંડી. મોગલ શહેનશાહે અંગ્રેજોને હિંદમાં વેપાર કરવાની પરવાનગી આપી, અને તે પછીના રાજાઓએ તેઓને વેપાર કરવાની વધુ સરળતા કરી આપી. તેમના વેપારની વસ્તુઓ ઉપરનો કર પણ રદ કરવામાં આવ્યો. અંગ્રેજોની ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ વેપાર કરતા કરતા હિંદમાં પોતાની રાજસત્તા પણ જમાવવા માંડી. સમય જતાં આર્થિક કારણો લીધે ઇસ્ટ ઇન્ડીયા કંપનીને હિંદમાં

શાસન કરવાની અગત્ય લાગી, અને તેઓએ ધીમે ધીમે હિંદમા પોતાનું રાજ્ય જમાવવા માંડ્યું. અનેક નાના રજવાડાઓ એક કે બીજા કારણે ઉડતા ગયા એના કારણો અને બનેના બનાવો ઉપર અનેક સવિસ્તર પુસ્તકો લખી શકાય એમ છે જેમાથી યૂરોપીય સભ્યતા પોતાના નગ્નાવસ્થામા–સત્યસ્વરૂપમા વ્યક્ત થઇ શકે છે અત્યારે અને અહી એમાની એક ઘટનાનો પણ ઉલ્લેખ કરવાનો પ્રસંગ નથી ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ હિંદમા વેપાર કરવા સાથે હિંદમા રાજ્ય પણ કરવા માડ્યુ પરગણૂને મળેલી આ સફળતાના વિશેષ કારણોમાં એ પણ એક મુખ્ય કારણ છે કે યૂરોપે પોતાની સંસ્કૃતિનો, સભ્યતાનો હિંદમા સચોટ હુમલો કર્યો હતો

એ આક્રમણે લોકોની વૃતિ અને રુચિ બ ની તેથી કંપનીનો હિંદમા ઝડપથી રાજવિસ્તાર થયો શ્રી કનૈયાલાલ મુનશીએ મારા જ લખેલા દિલ્હીના છેલ્લા મોગલ સમ્રાટ નામક પુસ્તકની પ્રસ્તાવનામા લખ્યું છે કે,

પ્રતાપી ને ભવ્ય સૃષ્ટિ—આકાશમાં એ ગ્રહોની અથડાઅથડીથી થાય તેમ—અદૃષ્ટ થઇ ગઇ. બળવો, ધેરો, ને યુધ્ધ; દેશભક્તિ ઝનુન ને ક્રુરતા;—અને વિકટોરીયા જલાલુદ્દીન અકબરના જગમશહુર જહાંગીરી સિંહાસને ચઢયાં. એક રાષ્ટ્રની સ્વાધીનતા ઉખડી ગઇ, બીજા રાષ્ટ્રની સત્તા સ્થપાઈ ગઇ, અને હિંદ ઈંગ્લાંડને આધારે આંતરરાષ્ટ્રીય જીવનનાં વહેણમાં તણાયું. કેટલાક આ બનાવ પર શોચ કરે છે. કેટલાક અભિમાન ધરે છે. ઐતિહાસિક દૃષ્ટિએ એ બળવાનું પરિણામ પહેલ્થી નક્કી જ હતું, હિંદની દૃષ્ટિએ એ પરિણામ લાભદાયક હતું. એનાથી જુની, આવી થાકેલી, ખરી રહેલી, સડી રહેલી ઘટનાઓ અદૃષ્ટ થઇ ગઇ ને ભાવી સૃષ્ટિની ઘટનાઓ માટે રસ્તો મોકળો થઈ ગયો.',

જરૂર છે માટે અમો આપીએ તે રાજકીય સુધારાઓ હિંદીઓ જેમ જેમ સફળ કરતા જશે તેમ તેમ વધુ ને વધુ અધિકારો અમે હિંદને પોતાના આત્મનિર્ણય માટે આપતા જઈશું. અપાતા રાજકીય સુધારાઓ કેવા છે? હિંદીઓ તેનો કયાં સુધી સ્વીકાર કે વિરોધ કર્યા કરે છે એ ભવિષ્યનો ઇતિહાસ લેખક લખશે

આ પુસ્તકનો હેતુ અત્યારે તો માત્ર એટલો જ છે કે પ્રાચીન અસભ્ય કે અર્ધસભ્ય ગણાએલા રાષ્ટ્રો સાથે સભ્ય મણાતા યુરોપીય રાષ્ટ્રોએ પોતાની જે સભ્યતા દાખવી છે, તેનો વાચકોને દર્શન કરાવવાનો છે આ પુસ્તકનો ઇતિહાસ આ પુસ્તક જેટલો જ રોચક છે ઠકુર છેદીલાલ બેરીસ્ટરની એક લેખમાળા પુસ્તક રૂપે પ્રગટ થઇ હતી તે ઉપરથી આ પુસ્તક લખવાનો આરંભ મે બે વર્ષ પૂર્વે કર્યો અને એ પુસ્તક પુરૂં લખાઇ રહેતા પ્રગટ કરવાની તૈઆરી કરી, તે વચ્ચે મે એ વાંચવા માટે શ્રી મુલરાજ કરસનદાસને આપ્યું. ત્રીજા દિવસે પોલીસે એમના ઘર પર દરોડો પાડયો, અને એ પુસ્તકની મૂળ હસ્તલિખિત પ્રતો લઇ ગઇ તે કેટલાક પ્રયત્નો પછી–અનેક મહીનાઓ પછી પોલીસ પાસેથી પાછી મેળવી એવી રીતે આ પુસ્તકનું પ્રકાશન ઢીલમા પડયું. ત્યારબાદ ફરી એ પ્રગટ કરવા માટે ગોઠવણ કરી. તે વચ્ચે મારી આર્થિક પરિસ્થિતિને કારણે મારો ઉચમાઇ ગએલા સરસામાનમા એ પણ ઉંચકાઇ ગઇ. આજે પણ એ મારા ઉંચકાઇ ગએલા સરસામાનમાં ધૂળ ખાતી પડી હશે. વાત કરતાં વર્ષો વિત્યાં અને 'નવયુગ' નામના સમાજ-

વાદી માસિક પત્રે મારી પાસેથી લેખની માંગણી કરતાં મેં એ જ પુસ્તક ફરીથી લખવા માંડયું, અને તે નવયુગના અંકોમાં છપાતું રહ્યું. મુખ્ય ભાગે આ પુસ્તક ઠાકોર છેદીલાલ બેરીસ્ટરના પુસ્તકનો અનુવાદ છે ત્યારે કેટલોક ભાગ ઇતિહાસમાંથી સંશોધન કરી લખ્યો છે.

ઇરાનમાં જ્યારે ક્રાંતિનો યુગ ચાલતો હતો ત્યારે એટલે લગભગ ઇ. સ. ૧૯૦૮–૯ ની સાલમાં આ લખનાર પોતાના સ્વદેશ ઇરાકથી નિકળી ઇરાનની મુસાફરી કરતો હતો. બાળવયમાં કરેલી ઇરાનની મુસાફરીના અનેક મનોરમ્ય દ્રશ્યો હજી મારા સ્મરણ પટ ઉપર તાજાં જ છે. જે ઇરાનના ફળફુલથી મહેકતા વિશાળ ઉપવનના દ્રાક્ષોના ઝુમખા હરીયાળી ભૂમિ પર સુતા સુતા મેં આરોગ્યા છે, એ આસ્વાદનના આનંદનો બદલો ઈરાન પ્રત્યેના થોડાક શબ્દો લખી વાળી આપવાનો પ્રયત્ન કરતા મને કૈંક સંતોષ થાય છે.

હું જેમ જેમ આ પુસ્તક લખતો હતો તેમ તેમ મુંબાઇના 'નવયુગ' માસિકમાં એના હસ્તલિખિત પૃષ્ઠો એક લેખમાળા તરીકે પ્રગટ કરવા આપતો હતો. પરંતુ પાછળથી અનેક સાધનો મારી આ લેખમાળાને વધુ પુષ્ટી આપતાં તેમજ બીજા અનેક અવનવા બનાવો રજુ કરતાં મળ્યાં હતાં, એ બધાંનો ઉપયોગ હું કરી શકયો નથી. જનતા જો આ પુસ્તકની આ આવૃત્તિને અપનાવી લેશે તો બીજી આવૃત્તિ વિશેષ સંશોધન

સાથે રજુ કરવાનું મને પ્રોત્સાહન મળશે.

ગુજરાતી સાહિત્યમાં રાજકારણને લગતા પુસ્તકોની સંખ્યા અત્યંત કંગાળ છે, અને મહત્તાની દૃષ્ટિએ એ કંગાળીયત ઓર વધી જાય છે. ત્યારે બીજી બાજુએ ગુજરાતી વાંચક સમુહની રુચિ એવા સાહિત્ય પ્રત્યે હજુ જોઇએ તેની કેળવાઈ નથી. તેથી બ્હીતાં બ્હીતાં મારો આ નમ્ર પ્રયાસ રજુ કરૂં છું, અને આશા રાખું છું કે ગુજરાત મારી આ નમ્ર સેવાનો સ્વીકાર કરી એવા બીજા પ્રયત્નો કરવાનું પ્રોત્સાહન આપશે.

આ પુસ્તક પ્રગટ થયા અગાઉ એક લેખમાળા તરીકે 'નવયુગ'માં તેના તંત્રી ડૉ૦ પી. જે. ભટ્ટે પ્રગટ કરતાં પોતાના થોડાક શબ્દોથી આ પુસ્તકની મહત્તા પ્રગટ કરતાં જણાવ્યું છે કે,

"આ અંક સાથે 'જ્યારે તેઓ ઉપકાર કરે છે' નામની રસપ્રદ લેખમાળા પુરી થાય છે. છેલ્લા ૭ અંકોમાં રા. સાદીકે યુરોપીય સંસ્કૃતિના વૃધ્ધિ અને વિકાસ ઉપર કારમા કટાક્ષબાણુ ફેંકી સાબીત કરી આપ્યું છે કે યુરોપીય સંસ્કૃતિની સ્થાપના માટે કેટલાય ક્રૂર કાવાદાઓ, કેટલીય પ્રપંચજાળો, કેટલીય કત્લેઆમો સુધ્ધાં થઇ છે. યુરોપી સંસ્કૃતિના આ આદ્ય પ્રવર્તકોએ નીતિ કે દયાની ભાવનાને જરા પણ સ્પર્શ કર્યા વગર એશિયા અને આફ્રિકામાં સામ્રાજ્યોની સ્થાપના કરી છે. તેઓએ પૂર્વની

પ્રજાના પ્રાથમિક હકકો છીનવી લીધા છે. તેમની આઝાદીની ભાવનાને ઠોકરે ચઢાવી છે એટલુ જ નહીં પણ જ્યારે જ્યારે પૂર્વની કોઈ પ્રજાએ સ્વતંત્રતા મેળવવા માટે પ્રયત્ન કર્યો છે ત્યારે આ યત્નોને છુદી નાખવામા નીસીમ નિર્યતા દાખવી છે ગોરી સસ્કૃતિના વિકાસ સાથે સકળાયેલા દંભના પડદાને ચિરતી આ લેખમાળા વાચક સમુદાયને પ્રિય થઇ પડી છે એવી માન્યતા ખોટી નથી એવી અમારી ખાત્રી છે.”

આ અભિપ્રાય પ્રગટ કરવા બદલ એમનો તેમજ આ પુસ્તકના પ્રકાશનમા મારી સાથે સહકાર કરનારા બધા શુભેચ્છકોનો હુ ઋણી છુ

# જ્યારે તેઓ ઉપકાર કરે છે!

## અનુક્રમણિકા

### રૂ પ રે ખા.

બધા દેશોમાં એક જ પ્રકારની કેળવણીનો પ્રચાર કરવો, જુદી જુદી પ્રજાઓમાં એકજ પ્રકારના સંસ્કારનો સંચાર કરવો અને આખાયે જગતને એકસરખા સભ્ય બનાવી નાખવાની નિસ્વાર્થ ને નિષ્કામ ફરજ બજાવવી એ મનુષ્યજાતિના કલ્યાણ માટે જરૂરી હોવાનું તેઓ માને છે. સારાયે જગતમાં પશ્ચિમની સભ્યતા પ્રચારવાના ભ્રમાત્મક વિચારોને કોઇ યુરોપના જ લેખકે 'ધોળી ચામડીવાળાઓનો ભાર' (White Man's burden) એવા ટીકાત્મક નામે સંબોધ્યા છે. આ લઘુ પુસ્તકમાં એ વિષય ઉપર વિચાર કરવામાં આવશે કે યુરોપીયનોની સભ્યતા વાસ્તવિક રીતે પૂર્વ દેશોની સભ્યતા કરતાં ઉન્નત છે કે?

## સભ્ય કોણ ?

પૂર્વના દેશો સંતોષી જીવન, પરોપકારવૃત્તિ, અતિથિ સત્કાર, બંધુપ્રેમ અને બીજાઓના અધિકારોના સંરક્ષણમાં સભ્યતા માને છે. તેઓ વિશેષતઃ આધ્યાત્મવાદિઓ હોય છે. કોઇને દુઃખ દેવું નહીં અને આવી પડેલા દુઃખને સહન કરવું એમાં તેમને શ્રદ્ધા હોય છે. યુરોપની સભ્યતા આધ્યાત્મવાદમાં મૂર્ખાઇ માને છે. એ ધનની લાલસામાં અગ્રેસર હોય છે, એને પ્રકૃત્તિની લીલામાં રાચતાં સંતોષ થતો નથી. પોતાના હેતુઓની સિદ્ધી માટે એ પ્રકૃતિ ઉપર

વિજય મેળવી તેનો ઉપયોગ કરવા કટિબદ્ધ રહે છે. એ જીંદગીની જરૂરીઆતો વધાર્યે જાય છે, અને એ જરૂરીઆતો મેળવવા વધુ ને વધુ સંપત્તિના સંચય માટે પ્રયત્નશિલ રહે છે. એ બીજાના અધિકારોના સંરક્ષણ માટે ઉદાસીનતા સેવે છે, ત્યારે પોતાને માટે વિશેષ અધિકારો મેળવતા રહેવામાં જીવનનું સાર્થક માને છે. એક પ્રકૃતિના ખોળે રમવાનું પસંદ કરે છે ને બીજો પ્રકૃતિ ઉપર વિજય મેળવી તેનો પોતાને માટે ઉપયોગ કરી આનંદે છે. આધ્યાત્મવાદી પૂર્વદેશો એ દૃષ્ટિએ જો મૂર્ખ જ ગણી શકાય તેમ હોય તો જગતની શાંતિને ધનસંપત્તિ માટે, અધિકાર અને સ્વામિત્વ માટે વારંવાર હચમચાવનાર સભ્ય ગણાતા યુરોપનિવાસીઓ માટે શું કહેવું ?

## અશાંતિ ક્યાં છે !

યુરોપનિવાસીઓ ઘણાં યે પક્ષોમાં વિભક્ત થઇ ગયા છે. તેમનામાં પરસ્પર વિરોધની અગ્નિ વિશેષ પ્રમાણમાં ભભૂકી રહી છે. એક સામ્રાજ્ય બીજા સામ્રાજ્યને હજમ કરી નાખવા ડાચું ઉઘાડી પડયું છે. એક રાજ્ય બીજા રાજ્યને છીન્ન-ભીન્ન કરવા તલવારને પાણી પાય છે. એકે દેશમાં સંપૂર્ણ શાંતિ નથી ત્યા મજુરો પોતાનું શોષણ થતું અટકાવવા માલેકો સામે સંઘબળ કરી લડે છે, ખેડુતો જમીનદારો તરફથી થતી લુંટને અટકાવવા કોદાળી લઇ ઉઠયા છે. માલેકો મજુ

રોને સહાયના બગડાયેલા અને આર્થિક ગુલામો બનાવવા અનેક પ્રકારના અમાનુષી પ્રયત્નો કરે છે. જમીનદારો ખેડુતોનાં દળને સત્તાનાં બળથી દબડાવે છે. એમના સમાજમાં પણ અસંતોષની જ્વાળા જલે છે. પતિપત્નીના, ભાઇભાઇના, પિતાપુત્રના નિસ્વાર્થ અને સ્વર્ગીય લેખાતા પ્રેમનું સ્થાન હવે માત્ર ધનસંપત્તિની લાલસાએ લઇ લીધું છે. જેને જુઓ તે આર્થિક ઉન્નતિ કરવાને નામે બીજાઓને લુંટવા, ચુસવા અને ભીખારી બનાવાવના પોતાનો અધિકાર જ સમજે છે. પ્રત્યેક પુરૂષ પોતાની ઇન્દ્રીયજનિત સમસ્ત કામનાઓને તૃપ્ત કરવા ઇચ્છે છે. ભોગની સાથે કામનાઓ પણ વધતી જાય છે. સ્ત્રીઓ સુધ્ધાં સમાજમાં શાંતિનું વાતાવરણ સ્થાપવાને બદલે પોતાની લાલસાઓને પૂર્ણ કરવા જીવનસંગ્રામમાં પ્રવૃત થઇ ગઇ છે. પૈસા માટે નિર્લજમાં નિર્લજ ગણાતાં કાર્યો કરવા તે અચકાતી નથી. તાત્પર્ય એ જ કે યુરોપીય સમાજમાં ચારે દિશાએ ભારે અશાંતિ જન્મી છે. એ અશાંતિને શાંત કરવાના રાજકારણીય પુરૂષો જ્યારે પ્રયત્ન કરવા ઉઠે છે ત્યારે તેમની દૃષ્ટિએ બીજા રાજ્યોની ધનસંપત્તિ મેળવી લેવા સિવાય બીજું બહુ જ ઓછું સુઝે છે. આધ્યાત્મવાદી પૂર્વના મૂર્ખા ગણાતા અસભ્યો પશ્ચિમની એ સભ્યતા સમજી શકતા નથી. તેમના ગળે 'બધું અમારૂં' અને અમારે માટે' સભ્યતાની એ ગોળી ઉતરતી નથી.

## રોમાંચક અત્યાચારો

પશ્ચિમ દેશનિવાસીઓની અર્થલોલુપતા–ધનસંચયની લાલસાનું પ્રમાણ માત્ર તેમના પારસ્પરિક વહેવારથી આપણને મળતું નથી. પરંતુ બીજા દેશનિવાસીઓ સાથે પણ જો એમનો સંબંધ પડી જાય છે તો પણ તેઓ પોતાના સ્વાર્થ માટે ગમે એવા અયોગ્ય કાર્ય કરવાને ખંચકાતા નથી આ કથનમાં રહેલા સત્ય માટે અનેક પ્રમાણો આપી શકાય તેમ છે. થોડાં જ અહીં જાણવા મળશે. બેલ્જિયનોએ કાંગોમાં કરેલા ક્રૂર વર્તન અને જર્મનોએ બેલ્જિયનો ઉપર ગુજારેલા કરૂણાજનક અત્યાચારો એ તાજાં જ પ્રમાણો છે. આ વીસમી સદીમાં જેને યુરોપીય સભ્યતા (Civilisation) નો યુગ કહેવામાં આવે છે તેમાં બેલ્જિયનોએ કાંગોની નિસહાય ને નિર્દોષ પ્રજા ઉપર અસંત ધૃણાજનક અત્યાચારો કર્યા. ભૂખ્યા હાડચામથી મઢાએલા દુર્બળ કાંગોરીયનો ઉપર પોતાના આર્થિક સ્વાર્થોને કારણે ક્રૂર સજાઓ કરીને તેમને મજુરી કરવા માટે લાચાર બનાવ્યા. બેલ્જિયનોએ આવી રીતે પોતાની સભ્યતાનો પરિચય કરાવ્યો. સ્વ. સર આર્થર કોનન ડોઇલે એ રોમાંચક અત્યાચારનું વર્ણન કરતાં કહ્યું છે કે, "નક્કી કરેલા સમયમાં, નક્કી કરેલા પ્રમાણમાં રબર બનાવી ન શકનારા ગરીબ મજુરો ઉપ બેલ્જિયનના રબર પ્લાનટરોએ જે કમકમાટ ઉપજાવા

નારૂં પૈશાચિક વર્તન ચલાવ્યું છે, તેનું વર્ણન થઇ શકે એમ નથી. સ્ત્રીઓના સ્તન કપાવી નાખવા, બાળકો અને યુવાનોના હાથપગના ટુકડા કરવા અને વૃધ્ધોને ચાબુકથી ફટકાવવા એ તેમના અત્યાચારોના થોડાક ઉદાહરણ છે." જર્મનોએ બેલ્જિયનો ઉપર જે અત્યાચારો કર્યા છે તેથી ઘણે વધુ દરજ્જે બેલ્જિયનોએ કાંગોરીયનો ઉપર કર્યા છે. થોડાક વિશ્વપ્રેમી યુરોપીયનોને બાદ કરીએ તો એ લજ્જાપૂર્ણ ઘોર અત્યાચાર તરફ કોઇએ પણ લક્ષ આપ્યું નથી. છતાંયે જગતના સુધરેલા અને સભ્ય ગણાતા દેશોમાં બેલ્જયનોની ગણના કરવામાં આવે છે.

## મહાવિગ્રહમાં જર્મની

બીજું ઉદાહરણ જર્મનીનું છે. છેલ્લા મહાન વિગ્રહ પૂર્વે યુરોપીયન સભ્યતામાં જર્મનીનું સ્થાન સૌથી ઉંચું હતું. જર્મનના મીશનરીઓ (પાદરીઓ) પણ પૂર્વના દેશોમાં ઘણાં સ્થાનો ઉપર અસભ્યોને સભ્ય બનાવવાના નિષ્કામ કર્મમાં લાગેલા હતા. સારાયે યુરોપમાં જર્મની પોતાના એ નિષ્કામ કર્મ માટે ધન્યવાદ મેળવી રહ્યું હતું. પરંતુ યુદ્ધકાળમાં એજ જર્મનોએ બેલ્જિયન અને ફ્રાન્સમાં જે કંઈ કર્યું તેને સાંભળીને અસભ્યથીયે અસભ્ય પૂર્વનિવાસી દાંતમાં આંગળાં નાખે છે. કુમારીકાઓનું હરણ કરી તેમનું અંગભંગ કરવું, માતાઓનાં દેખતાં તેમનાં કુમળાં બાળકોને બંદૂકની સંગીનો ઉપર ઉછાળવાં, એંસી

વર્ષથી અધિક વયના વૃધ્ધોને બંદુકના હાથા વડે મારી મારીને ભોજન કરી દેવા. ભાઇ, પિતા અને પતિના દેખતાં બહેન, પુત્રી અને પત્નીના સતીત્વનું નાશ કરવું એ સભ્યતાભિમાની જર્મનોનાં અત્યંત સાધારણ કામ હતાં. અને આજે પણ એ જ સભ્ય જર્મનીમાં નાઝી નામનો રાજદ્વારી પક્ષ હીટલરની સરદારી નીચે સામ્યવાદીઓ ઉપર જે અમાનુષી અત્યાચાર કરી રહ્યો છે, તે પ્રજાના વ્યકિતગત મત ધરાવવાના અધિકાર ઉપર ત્રાપ મારવા સમાન છે, છતાયે આજે પણ જર્મનીની સભ્ય પ્રજાઓમાં ગણત્રી થાય છે જર્મનીમાંના એ રાજદ્વારી પક્ષે ત્યાંના યાહુદીઓ ઉપર ગુજારેલા જુલ્મો પણ તાજાજ છે. આ ઉદાહરણોમાંથી યુરોપીય સભ્યતાનું વાસ્તવિક જ્ઞાન થઇ જશે. આશ્ચર્યની બીના તો એ છે કે પશ્ચિમનિવાસીઓ જેઓ મનુષ્યનાં જીવનનું મૂલ્ય પૌંડ અને શિલિંગોમાં આંકે છે, અને જ્યાં વ્યક્તિગત ઇચ્છાઓની પૂર્તિજ જીવનના પ્રધાનસૂર સમી છે તેઓ બીજાઓને સભ્ય બનાવવાની ડીંગ મારે છે.

## અમેરિકા

અને યુરોપીય સભ્યતાના આદર્શ તરીકે ઓળખાતાં અમેરિકાને પણ પૂર્વના દેશોને અસભ્ય કહેવાનો અને તેમને સભ્ય બનાવવાનો શોખ છે. એ દેશની એક કુમારીકા કેથેરાઇન મેયો હિંદમાં આવી. હિંદનુ એણે પોતાની દૃષ્ટિએ નિરિક્ષણ કર્યું

અને 'મધર ઇન્ડીયા' નામક એક ગાલિપ્રધાન પુસ્તક લખી સારાયે જગતને સભ્ય બનાવવાના યુરોપે લીધેલા શપથને માથે ચઢાવ્યું. એ કુમારીકાએ હિંદને સાવ જંગલી, અસભ્ય આદિ વિશેષણોથી નવાજી હિંદને સંસ્કારી કરવા અને તેમનામાં સભ્યતાનો પ્રચાર કરવા માટે એ દેશમાં અંગ્રેજી રાજસત્તાની જરૂર દર્શાવી. એ મેયોના દેશમાં કઇ જાતની સભ્યતા પ્રવર્તે છે તે વિષે અત્યાર સુધીમાં ઘણાંયે પુસ્તકો લખાયાં છે. એ પુસ્તકો વાંચતાં પ્રતિતિ થાય છે કે કયુ-કલસકલાન નામની સભ્ય પુરૂષોની બનેલી અમાનુષિ અત્યાચાર ગુજારતી એક સબળ સંસ્થાના હાથમાં ઓછે વધતે અંશે અમેરિકાનું તંત્ર છે. અમેરિકાનાં મૂળ નિવાસી નીગ્રો અસભ્ય છે એમ કહીને તેમને સદાને માટે ગુલામ બનાવી રાખનાર દેશ પૂર્વના દેશોને અસભ્ય ગણે છે! સારી યે દુનિઆના અનાચારોને વટાવી જનાર અનાચારો અમેરિકા જેવા દેશમાં બનતા હોવા છતાં યે એ દેશ પોતાને સભ્ય કહેવરાવે છે ને એના પ્રતિનિધિ રૂપ કુથેરાઇન મેયો પૂર્વના દેશોને સભ્ય બનાવવાની ઘેળી ચામડીવાળાઓના ભારની હીમાયત કરે છે. અમેરિકાની સભ્યતાનો પરિચય કરાવનાર (Uncle Sham) નામનું શ્રી. કનૈયાલાલ ગૌબા બેરીસ્ટરે લખેલું પુસ્તક વાંચનારને ખાત્રી થશે કે અમેરિકા

કહેવું છે કે, † "ધર્મપ્રચાર કરવા ઉપરાંત મિશનથી બીજા પણ અનેક ભારે લાભો થાય છે. જો એને લગતી બાબતોનું વર્ણન કરવામા આવે કે મિશનરીઓએ યુરોપીય સભ્યતા માટે શું શું કર્યું છે તો તે માટે અનેક ગ્રંથો લખવા પડે ઉદાહરણ તરીકે અજ્ઞાન દેશો શોધી કાઢવા, પ્રાચીન ગ્રંથોને પ્રજા સમક્ષ શોધી રજુ કરવા, તુલનાત્મક રૂપમાં ધર્મના અધ્યયનની વિધિની સ્થાપના કરવી, સ્વદેશના ખ્રિસ્તીઓના વિચારક્ષેત્રને વિસ્તીર્ણ કરવું તેમજ બીજી પ્રજાઓને રાષ્ટ્રોના સમ્મેલનમાં સમ્મિલિત કરવું એ મિશનરીઓનું જ કાર્ય છે' મિશનરીઓના

---

† Missions are, however, a far greater thing after all than simple proselytism. It would require many a volume to tell of what they have done for civilisation. The exploration of unknown regions, the bringing to light of ancient literature, the founding of the science of comparative religion, the broadening of the horizon of Christian thought in the home lands and the bringing distant people into the brotherhood of nations (Encly Britannia, 11th Edition.)

આ અંતિમ ઉદ્દેશ ઉપરથી જ એ લોકોનો મૂળ હેતુ જણાઇ આવે છે. વિચાર કરતાં જણાશે કે એમનો મૂખ્ય હેતુ જ એ છે કે આખીયે દુનિઆને યુરોપનાં પ્રભુત્વમાં લાવવી અને જગતના દરેક ભાગમાં યુરોપિયન સભ્યતાનો સિક્કો એટલા હદ સુધી જમાવવો કે ત્યાંના મૂળ નિવાસીઓ પાસેથી તે લોકો ઇચ્છા મુજબ લાભ મેળવી શકે. અત્યાર સુધીનો અનુભવ એવો છે કે–અને ઇતિહાસ પણ કહે છે કે જ્યાં જ્યાં મિશનરીઓ ગયા છે, તે સ્થળો થોડા સમય પછી એક કે બીજા કારણે યુરોપિયન લોકોના હાથમાં ચાલ્યા ગયા. યુરોપિયન લોકો દેશ વિજયનું પહેલું પગથીયું ઇસુખ્રિસ્તનાં નામે ચડે છે. એ જ ઇસુખ્રિસ્તના નામે અનેક સ્થળો ઉપર તેમના અનુયાયીઓએ મનુષ્યજાતિ ઉપર ઘોર અત્યાચારો કર્યા છે. આ કહેવાનો એવો અર્થ થતો નથી કે તેઓ દ્વારા તે દેશોના મૂળ નિવાસીઓને કશોયે લાભ થયો નથી. કેટલેક સ્થળે એ લોકો મૂળ નિવાસી-ઓને મદદ પણ કરે છે. મૂળ નિવાસીઓના કોઇ સંકટ સમયે, પાણીની રેલ આવતાં, જીવલેણ રોગચાળો ફાટી નિકળતાં અથવા દુકાળનો કાળ દેશ પર ફરી વળતાં એ દયાના દેવો ગણાતા મીશનરીઓ આખાયે દેશને મદદ કરવા બહાર પડે છે. મી૦ સી. એફ. એંડ્રુઝ પણ તેઓમાંના એક નરરત્ન છે. પરંતુ એ બધા લાભો ગૌણ જ છે. ખરૂં કહીએ તો અધિકાંશ મિશનરીઓએ પોતાના સ્વજનોના લાભ માટે દુઃખપિડિત

દેશોના સત્વોનું અપહરણ કર્યું છે. ઇસુખ્રિસ્તના ક્રોસની પાછળ પાછળ તલવાર પણ ચાલે છે. (The Cross is the precursor of the sword) એવું કથન સાવ જુઠું નથી. મિસર, ઇરાન તેમ જ ચીન દેશોનું જુદું જુદું વિહંગાવલોકન કરવાથી એટલું સ્પષ્ટ જણાઇ આવશે કે એ દેશના મૂળ નિવાસીઓને પાશ્ચાત્ય સબંધો દ્વારા લાભ થયો કે હાની.

## મિસરની સભ્યતા

ઇસ્લામીઓએ યુરોપમાં પોતાનો પ્રભાવ જમાવ્યા પછી મિસરમાં પોતાનો અધિકાર જમાવ્યો. ઘણા વખત સુધી મિસર તુર્કીને આધિન હતું અને તુર્કોએ નિમેલો ગવર્નર તે ઉપર રાજ્ય કરતો હતો. મિસરની સભ્યતા અને સંસ્કારિતા સંબંધે એટલું કહેવું બસ થશે કે જ્યારે યુરોપીઅનો નગ્નાવસ્થામાં ફરતા હતા અને ગુફાઓમાં રહેતા હતા તે સમયે મિસરમાં પ્રકૃતિનાં ગૂઢ તત્વોનો વિચાર કરવામાં આવતો હતો. પિરેમિડ (સમાધિસ્તુપ) જેવા શિલ્પકલાના અદ્‌ભૂત નમૂનાઓ જે બનાવવાની વિધિને યુરોપિયન ઇન્જીનીઅરો આજ સુધી પણ સમજી શકયા નથી, તે હજારો વર્ષ પૂર્વે મિસરીઓએ બાંધ્યા હતા. શબ-મૃત્યુદેહને અનેક પ્રકારની ઔષધિઓ વડે હંમેશ માટે સુરક્ષિત રાખવાની તેઓની વિધિ યુરોપીય રસાયનજ્ઞોને આજ સુધી સમજાઇ નથી. વિદ્યાના તેઓ પ્રેમી હતા, તેના

પ્રત્યક્ષ ઉદાહરણ તરીકે, અલહઝાર વિશ્વવિદ્યાલય છે. તેમાં પાંચ હજારથી યે વધુ વિદ્યાર્થિઓને અરબી ભાષામાં દરેક વિષયની કેળવણી આપવામાં આવે છે. સારાયે જગતમાં એની બરોબરી કરી શકે એવું એકે વિશ્વવિદ્યાલય નથી. એની સાથે તુલના કરતાં ઓકસફર્ડ, કેમ્બ્રીજ, બર્લિન તેમજ હીડલ્બર્ગના વિશ્વવિદ્યાલયો બચ્ચાંની રમત સરખા સાધારણ લાગે છે. તાત્પર્ય એટલુંજ કે ધનસંપત્તિમાં, બળમાં અને કળાકૌશલ્ય તેમજ વિદ્યામાં એક સમયે મિસર યુરોપ ઉપર સરસાઇ ભોગવતું હતું. મિસરની પ્રાચીન સભ્યતા સંબંધમાં એટલું જ કહીને ઓગણીસમી સદીથી મિસર દેશની સ્થિતિનો વિચાર કરીશું.

જો કે મિસર રોમના સુલતાનને આધિન હતું, છતાંયે જેમ જેમ રોમની સ્થિતિ બગડતી ગઇ તેમ તેમ મિસરના ગવર્નરોનો પ્રભાવ પણ ઘટતો ગયો. મીસરદેશની દુર્દશાનો આરંભ ઇસ્માઇલના રાજ્યકાળથી થયો છે. એણે જ રોમના સુલતાનને ગંજાવર ધનસંપત્તિ આપીને પોતાને માટે ખાનદાની ખેદીવની પદ્વિ અને સાથે સાથે પોતાના મરણ પછી પોતાના પુત્રને શાસક બનાવવાની મંજુરી મેળવી લીધી હતી. ઇસ્માઇલ પોતે ઉડાઉ હતો, અને ઉપલા કારણોસર રોમના સુલતાનને વધુ ધન સંપત્તિ આપવાની જરૂર પડી તેથી એણે યુરોપીય શાહુકારો-શરાફો પાસેથી તેમની મનગમતી શરતો ઉપર રૂપીઆ ઉધાર લેવા માંડયા. એ યુરોપીય શરાફોએ-મહાજનોએ ઇસ્માઇલ સાથે કેવી

## બદમાશી

કરી તે એટના ઉપરથી જાણી શકાશે કે એક વેગાયે માત્ર ૬૦ પાઉંડ આપીને ૧૦૦ પાઉંડની ચીઠ્ઠી લખાવી લીધી અને વ્યાજ પૂરા ૧૦૦ પાઉંડ પર ચાલુ રાખ્યા શુદ્ધ વેપારી 'ઇમાનદાર' યુરોપીય શાહુકારોએ કુલ્લે ૮ કરોડ દસ લાખ રૂપીઆ આપીને ઇસ્માઇલ પાસેથી ૧૪ કરોડ ચાળીસ લાખની રસિદ લખાવી લીધી એ રીતે પહેલી વેળા મિસર યુરોપના ફંદામાં જઈ ફસાયું, અને ઇસ્માઇલની અંગત કરજદારીનો બધો બોજો મિસરનિવાસીઓના માથે લાદવામાં આવ્યો રોથનસ્ટીનનો અભીપ્રાય છે કે યુરોપિયન બેંકરોએ ઇસ્માઇલ સાથે જેવી બદમાશી કરી તેવું ઉદાહરણ આધુનિક યુગમાં પણ મળી શકશે નહીં ઇસ્માઇલની ઇચ્છા પોતાના શાહુકારોને હંફાવવાની હતી અને તે પોતાની પ્રજા ઉપર અત્યાચાર પણ કરતો હતો, તેથી રાજ્યસચાઇલ્ડે રોમના સુલતાનને મોટી રકમ આપીને ઇ. સ. ૧૮૮૦ માં ઇસ્માઇલને પદભ્રષ્ટ કરવાનો હુકમ લખાવી લીધો અને તેની જગ્યાએ તેનો પુત્ર ખેદીવ બન્યો એ જ સમયે ઇંગ્લાંડના સુપ્રસિધ્ધ વડા પ્રધાન ગ્લૅડસ્ટોને જાહેરાત કરી કે ઇંગ્લાંડે મિસરદેશના આંતરવહીવટમાં દખલગીરી કરવી ન જોઇએ ઇસ્માઇલે જ્યારે પોતાની પ્રજાનો અસંતોષ જાણ્યો ત્યારે તેમને પ્રસન્ન કરવા પોતાના રાજ્યકાળના છેલ્લા દિવસોમાં "constitutional government સ્થાપવાનું વચન આપ્યું

મિસરીઓની પણ રૂચિ દિનપ્રતિદિન એ તરફ વળવા લાગી. તૌફીક પાશા અને શરીફ પાશા એ બંને ખેદીવના મંત્રીઓ હતા, અને આ બંનેએ પણ મિસરની પ્રજાની માંગણીઓને પૂર્ણ કરવાનો વિચાર કરી લીધો પરંતુ યુરોપિયનો મિસરમાં રાજ્યની સુવ્યવસ્થા થાય એવું ઇચ્છતા નહોતા, તેમની ઇચ્છા તો મિસર નિર્બળ રહે એટલું જોવાની હતી. તેથી તેઓ નવા ખેદીવ ઉપર પોતાની લાગવગ વાપરીને તેને ભંભેરવા લાગ્યા કે તે પોતાના વચનો ઉપર પાણી ફેરવે અને પ્રજાની આકાંક્ષાનો વિચાર નહીં કરે. મિસરના કપાળમા યુરોપની ગુલામગીરી લખાએલી હતી, અને નવો ખેદીવ તેમની ભંભેરણીમાં આવી જઇને પોતે આપેલા વચન મુજબ રાજ્યવ્યવસ્થા કરવામાં આનાકાની કરવા લાગ્યો. ઇસ્માઇલની કરજદારીને લીધે મિસરની

રાજ્યસુધારણાની કશીયે આશા રહી નહિં. પરિણામે મિસરી-ઓમા અસંતોષ વધવા લાગ્યો અને સૈનિકો પણ એ આન્દોલ-નમા ભાગ લેવા લાગ્યા. અરાબી પાશા એક લશ્કરી અમલદાર હતો, તે આ આદોલનનો આગેવાન બની મિસરના ગરીબ ખેડુ-તોના પક્ષનું સમર્થન કરવા લાગ્યો. તેના નિષ્કામ કર્મ અને દેશપ્રેમને લીધે પ્રજા ઉપર તેનો પ્રભાવ વધવા લાગ્યો તે સમયે જે આન્દોલન થઇ રહ્યુ હતું તે માત્ર રાજ્યપ્રધારણ વિરૂધ્ધનું નહોતું. એ આન્દોલન એંગ્લો ફ્રેંચ અંકુશની પગ વિરૂધ્ધમા હતું. લોકોનો અસંતોષ વધતો જતો જોઇને નવા ખેદીવે સુધારા આપવાની ફરીથી પોતાની તૈઆરી બનાવી. પરંતુ યુરોપીયનો એ કેમ સાખી શકે. તેઓએ અનેક યુક્તિઓ વડે ખેદીવને ફરીથી પોતાના અંકુશમા લીધો અને અરાબી પાશાની માંગણીઓનો ફરીથી ઇન્કાર કરવામાં આવ્યો. અંગ્રેજના પ્રતિનિધિ સર રિચર્ડ કુકસન અને હિંદુસ્થાનમા શાસન કરી ચુકેલા સર ઓકલેંડ કાલવિન, ખેદીવને સલાહ આપવા લાગ્યા કે ચળવળખોરોને કેદખાનામાં પુરી નાખો અને દમનનીતિના કોરડાનો ઉપયોગ કરી તેમને હમેશ માટે દાબી નાખો. કાલવિને બતાવેલી ઔષધિનો ઉપયોગ મિસરમાં પૂર્ણ રીતે થવા લાગ્યો. અરાબીની માંગણી-ઓ કેટલી વ્યાજબી હતી એ તેના જ શબ્દોથી સ્પષ્ટ થઇ જાય

છે. તેનું કહેવું હતું કે ‡ "અમોએ એસેમ્બલી ઓફ નોટેબલ્સમાં પ્રજાના વિચારો જાહેર કરવાનો અધિકાર મેળવી લીધો છે. જે કોઇ તેમાં વિક્ષેપ પાડવાનો પ્રયત્ન કરશે તેનો અમો સંપૂર્ણપણે વિરોધ કરીશું. એમ કરીને અમો માત્ર અમારાં જ હીતો મેળવતા નથી પરંતુ અમારાં બાળબચ્ચાં તથા ભોળી પ્રજાના લાભોનું પણ સમર્થન કરીએ છીએ. અમો ખૂનખરાબી પસંદ

---

‡ We have won for the people their right to speak in an assembly of notables and we keep the ground to prevent their being cajoled or frightened out of it. In this we work not for ourselves but for our children and for those that trust us. As Egyptians- we do not love blood and hope to shed none, and when our Parliament has learned to speak, our duty will be over. But until such times we are resolved to maintain the right of the people at any cost and we do not fear with God's help to justify our guardianship, if need be, against all who would silence them. [From A Book by Chhedilal, M. A., (Oxon.) Bar-at-Law.]

કરતા નથી તેમ જ ખૂનખરાબી કરવા ઇચ્છતા પણ નથી. અને જ્યારે અમારી પાર્લામેંટ બોલતાં શીખી જશે ત્યારે અમારી ફરજ પુરી થશે. પરંતુ જ્યા સુધી એ કાર્ય પુરું ન થાય ત્યાં સુધી અમો પ્રજાના અધીકારોની રક્ષા ગમે તે ભોગે કરીશું અને ઇશ્વર કૃપાથી અમો અમારા કર્તવ્યનું પાલન કરીશું. અને તેઓથી ડરીશું નહીં જેઓ અમને ચગદી નાખવા ઇચ્છે છે."

## રૂટર અને હવાસ

અરાબીના સિધ્ધાંતો અને તેની ચળવળની માહિતી યુરોપનિવાસીઓ જાણી ન જાય માટે એંગ્લોફ્રેંચ કન્ટ્રોલે રૂટર અને હવાસ એજન્સીઓ સાથે તેઓ મિસરની ખબરો ન ફેલાવે એવી વ્યવસ્થા કરી. આટલું કરવા છતાંયે પ્રજાનો અસંતોષ વધતો જોઇને ખેદીવને પ્રજાની માંગણીઓ લાચારીએ સ્વીકારવી પડી તેને એ વીષે જાહેરાત પણ કરવી પડી કે મિસરમાં બંધારણપૂર્વકની રાજ્યવ્યવસ્થાની સ્થાપના કરવામા આવશે. પરંતુ ફ્રેંચ અને ઇંગ્લાંડનો વિચાર જ બીજો હતો જો કે રાષ્ટ્રિય પક્ષે બો તેમને એવું વચન પણ આપ્યું હતું કે તમારો કરજો ચુકતે કરવામાં આવે નહીં ત્યાં સુધી અમો આર્થિક વિષયોમાં કોઇ પણ જાતની દખલગીરી કરીશું નહીં

અને તમારો કન્ટ્રોલ સલામત રાખીશું. તે છતાંએ ફ્રેંચના વડા ગેમબેટા અને ઇંગ્લાંડના ઉદાર કહેવાતા પ્રધાન ગ્લેડસ્ટોને અકારણ મિસરનિવાસીઓની ઉન્નતિના એક માત્ર ઉપાયનો નાશ કરવાનો નિશ્ચય કર્યો તેઓએ ખેદીવને રાષ્ટ્રિય પક્ષની માગણીઓનો અસ્વીકાર કરવા સમજાવ્યો તેઓએ જરૂર પડતાં પોતાના સૈન્યની સહાયતા આપવાનું વચન આપ્યું એંગ્લોફ્રેંચ ગોઠવણના સમાચાર સાંભળી સ્વદેશપ્રેમી અરાબી પાશાએ જે વચનો કહ્યાં તે દરેક સ્વદેશપ્રેમીઓને સ્મરણમાં રાખવા જેવાં છે તે કહે છે કે § "તેઓનો વિચાર અમારી સ્વાધિનતાનો નાશ કરવાનો છે, ફ્રાન્સ તથા ઇંગ્લાંડની નીતિ છે કે જેવી રીતે ફ્રાન્સે ટ્યુનિસ ઉપર પોતાનો કબજો કર્યો હતો, તેવીજ રીતે ઇંગ્લાંડે પણ મિસર ઉપર કબજો મેળવવો તેઓ ભલે અહીં આવે, દેશનો

---

§ Their understanding is a menace to us The French and the English policy means that as France has invaded Tunis so England would invade Egypt Let them come Every man and child will fight them for his country It is contrary to our principles to strike the first blow' but we shall know how to return it. (Prabha)

દરેકે દરેક પુરૂષ અને બાળક પોતાના દેશ માટે તેઓ સાથે, લડવા તૈયાર છે. અમે પ્રથમ કોઇ ઉપર હુમલો કરીશું નહીં કારણ કે એમ કરવું અમારા સિદ્ધાંતોની વિરૂદ્ધ છે. પરંતુ જો કોઇ અમારી ઉપર હુમલો કરશે તો અમે તેને યોગ્ય ઉત્તર આપી શકીશું." યુરોપીયનોએ દરેક ઉપાયો દ્વારા પોતાનું કાર્ય કરવા માંડયું. ઑકલેંડ કાલવિન મિસરનિવાસીઓને લલચાવી તેમને અરાબી પાશાની વિરૂદ્ધ ઉશ્કેરવા લાગ્યો. પામર નામના અંગ્રેજને ઘણા રૂપીયા આપીને મીસરીઓને ઉશ્કેરવાનું કાર્ય સોંપવામાં આવ્યું. કાલવિન પોતાની શક્તિઓ સંબંધે પોતેજ કહે છે. † "પૂર્વના લોકોને અમારા કરતાં વધુ ચાલાક સમજવા એ ભ્રમ છે. જો કોઇ અંગ્રેજની રમતની માહિતી ધરાવતો હોય તો તે પોતાની ચાલાકીથી સારી રીતે તેઓને તેઓનાજ હથીઆ-

† It is a mistake to suppose that in duplicity, Orientals were our masters. An Englishman who knew the game could always beat them at their own weapon and they were mere children in deceit when it comes to a contest with us.

રથી હરાવી શકે છે જયારે પણ અમારો અને તેમનો મુકાબલો થયો ત્યારે તેઓ ચાલબાજીમા અમારી સામે એક બચ્ચાં જેવા પ્રતિત થયા ' આ ઇતિહાસના અધિક વિસ્તારની જરૂર નથી માત્ર એટલુ જ જણાવી દેવુ પુરતુ થશે કે સભ્ય તથા સરકારી ઇંગ્લાંડ અને ફ્રાન્સે નિરપરાધ મિસરના રાષ્ટ્રિય પક્ષની વિરૂદ્ધ માત્ર પોતાનુ લશ્કર જ મોકલ્યુ નહી પણ તેમની સાથે તેઓએ પોતાની ચાનબાજીનો પણ ઉપયોગ કર્યો પરિણામે અન્યાયપૂર્ણ-પાશવિક શકિત વડે રાષ્ટ્રિયપક્ષને દબાવી દેવામા આવ્યો દેશ ભકત નેતાઓને કે૦ પકડવામા આવ્યા અને સ્વદેશપ્રેમના કારણે અનેકને પોતાના પ્રાણનુ બલિદાન પણ આપવુ પડયુ મનગમતા અત્યાચારો વણા ઉપર ગુજારવામા આવ્યા એંગ્લોફ્રેન્ચ કૃપા-દૃષ્ટિના કારણે મિસરનિવાસીઓની ઉન્નતિના એક માત્ર ઉપાયને તેમના હાથમાથી પણ છીની લેવામા આવ્યો

‡ "સ્વિટ્ઝરલેંડ પ્રત્યે ભક્તિ રાખનારૂં મારૂં હૃદય આ અત્યંત અન્યાયપૂર્ણ આન્તરરાષ્ટ્રીય દખલગીરીને કારણે ઘણું જ વ્યાકુળ થાય છે. આખો દેશ પોતાના સાચા નેતા ઉપર જે તેઓમાંથીજ ઉત્પન્ન થયો છે તેના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખે છે. મિસર-નિવાસીઓએ એક બેધ્યાન સ્વેચ્છાચારી વ્યક્તિ મારફતે કરવામાં આવેલા કરજાને પણ—જે તેણે પોતાના વૈભવ વિલાસ માટે કર્યો

---

‡ My heart of an old Swiss patriot bleeds now at the most unjust of all international interventions. The country is entirely united in favour of its honest leader who has sprung from them. The Egyptian people have loyally accepted its debt contracted for it by an unscrupulous despot for his own pleasure. A peaceful revolution has been accompanied by and with the will of nation, not a single act unbecoming a scrupulous government has taken place during the great change effected But Europe, interested more in the dealers in stocks and shares than in the aspirations of a people, sends her fleet

હતા—પોતાને માથે લઇ લીધો. આખાયે દેશની સંમતિ મેળવીને શાંતિ સાથે સુધારા માટે ક્રાંતિ પણ થઇ અને એ ક્રાંતિ વેળાએ એક અયોગ્ય કાર્ય કરવામાં ન આવ્યું. પરંતુ યુરોપ જેને રાષ્ટ્રની આકાંક્ષાઓ બદલ પોતાની હુંડીપત્રી ઉપર વધુ પ્રેમ છે, તે તેટલા માટે સ્વદેશભકિત બદલ પોતાનું સૈન્ય મોકલે છે."

## ફ્રાન્સ અને ઇંગ્લાંડની સમજુતી

પૂર્વના દેશો અસભ્ય અને અસંસ્કારી છે, તેમને સભ્ય અને સંસ્કારી બનાવવાનો ઇશ્વરપ્રેરિત ભાર યુરોપે પોતાની ફરજ ગણીને વહન કરવો જોઇએ. એવી યુરોપની માન્યતા તેના નગ્નસ્વરૂપમાં આ પુસ્તકના વાંચકો જાણી શકશે. બીચારા મિસરનિવાસીઓ આજ દિવસ સુધી સ્વાતંત્ર્ય માટે આન્દોલનો કરતા રહ્યા, જોઇતા ભોગ આપ્યા અને એટલા માટે અનેક પ્રકારનાં કષ્ટો પણ તેઓએ સહન કર્યા છતાયે મિસર આજે પણ પોતાના હાથ પગમાં પડેલી પરાધિનતાની શૃંખલાઓ જોઇ રડી રહ્યું છે.

આજે મિસરના ભાગ્યવિધાતા ફ્રાંન્સ અને ઇગ્લાંડ નથી. તેઓએ અરસપરસ સમજુતી કરી લીધી છે. એ સમજુતી અનુસાર મોરક્કોમાં ફ્રાન્સે અને મિસરમા ઇંગ્લાંડે અધિકાર ભોગવવાનો છે. સ્વતંત્ર થવા ઇચ્છતા દેશોની સ્વેચ્છાચારી વહેંચણી કરી લેવાનો અર્થ સભ્યતા અને સુસંસ્કારિતા કરવામા આવતો

હોય તો નવાઇ નહીં, એ દેશોની આકાંક્ષાઓને "તમે અયોગ્ય છો !" એવા બ્રહ્માસ્ત્ર દ્વારા શાંત કરી નાખવામાં આવે છે. ખેદીવ ઇસ્માઇલે પોતાના અંગત વિલાસ વૈભવ માટે યુરોપીય મહાજનો પાસેથી કરજો કર્યાં અને એ કરજ આપવાના ઉપકારના બદલામાં આજે મિસરને અંગ્રેજી સત્તાના ચક્રને આધીન બનાવવામાં આવ્યું છે.

## ૧૯૦૫ નું કરૂણ સ્મરણ

મિસર-ઇજીપ્તમાં અંગ્રેજ સૈનિકો ત્યાંની પ્રજા સાથે કેવી જાતનું વર્તન ચલાવતા હતા, તે ૧૯૦૫ માં દિનશવાઇ ગામમાં સૈનિકો દ્વારા ગુજારવામાં આવેલા અત્યાચાર ઉપરથી જાણી શકાશે. એ અત્યાચારનું સંક્ષિપ્ત વર્ણન આ પ્રમાણે છે.

૧૯૦૫ કે ૬ માં કેટલાક અંગ્રેજ સૈનિકો દિનશવાઇ ગામમાં શિકાર રમવા માટે ગયા. ત્યાં પહોંચતાં તેઓએ બે દળોમાં વિભક્ત થઇને ગામના લોકોએ પાળેનાં કબુતરોનો શિકાર રમવા માંડયો. ગામના લોકોએ પાળેલાં કબુતરોનો શિકાર કરવાની મનાઇ કરી. તે ઉપરથી સાહેબ લોકો નારાજ થઇ ગયા, અને તેઓએ બંદૂક વડે ગામની એક સ્ત્રી તેમજ ત્રણ પુરૂષોને ઝખ્મી કર્યા. ગામના લોકોને આથી ખુબ ગુસ્સો આવ્યો તેમનો ગુસ્સો તદ્દન સ્વાભાવિક હતો. કારણ વીના ત્રણ પુરૂષો અને એક સ્ત્રીને

ઝખ્મી કરવામાં આવે તે ગામનિવાસીઓ કેમ સાંખી શકે ? તેઓએ પણ ભેગા થઇને તે સૈનિકોને માર્યાં અને તેમની બંદુકો ઝુંટવી લીધી. તેઓમાંનો એક સૈનીક છુટી ન્હાઠો, પરંતુ સખ્ત તાપમાં ન્હાસવાથી તેને લુ લાગી ગઇ અને સાડીચાર માઇલ દૂર ન્હાસી જતાં તે મરી ગયો. બસ આ બનાવ ઉપરથી બીજા સૈનીકો ગામના લોકો ઉપર મનગમતો અત્યાચાર કરવા લાગ્યા. આ બાબત માટે એક ખાસ કોર્ટની સ્થાપના કરવામાં આવી. તેમાં ચાર માણસોને મૃત્યુની તેમજ બીજા બે ગામનિવાસીઓને જન્મભરની કેદની સજા કરવામાં આવી. ત્યારે ૫૦ ફટકાથી માંડીને બીજી નાની મોટી અનેક સજાઓ ફરમાવવામાં આવી.

આયર્લૅન્ડના સુપ્રસિદ્ધ નાટકકાર જ્યૉર્જ બરનાર્ડ શૉ આ ઘટના સંબંધે કહે છે કે આ પ્રકારે ન્યાયનું મૃત્યુ જગતમાં બહુ જ ઓછી વેળા થયું છે. એ જ બનાવ સંબંધે સ્કાબ્લેન બ્લન્ટનો અભિપ્રાય જાણવા જેવો છે. તે કહે છે કે, "આ બનાવનો ઇતિહાસ ઇંગ્લાંડના નામ ઉપર એક કલંક સમાન છે. જો આપણને સભ્ય થવાનો જરાએ ગર્વ હોય તો દીનશવાઇ ગામમાં બનેલ એ બનાવનો વિરોધ કરવાની આપણી ફરજ છે."

મિસર અસંસ્કારી અને અસભ્ય છે, તેને સંસ્કારી અને સભ્ય બનાવવાની જરૂર છે, તેઓ પોતાના સંબંધે નિર્ણય

કરવાને હજુ યોગ્ય થયા નથી, એ બ્હાના વડે યુરોપ મિસરના આત્મનિર્ણયના અધિકાર ઉપર અંકુશ મૂકવાની જરૂર દર્શાવે છે. લોર્ડ મિલનર, લોર્ડ કોમર, લોર્ડ બ્રાઇલ જેવા ગૃહસ્થો પણ ઇજીપ્તને એવી જ ભલામણ કરે છે મિસરનો મામલો સમજી લીધા પછી હવે આપણે ઇરાન તરફ નજર દોડાવીશું ઇરાનની કહાણી અત્યંત આશ્ચર્ય ઉપજાવનારી લાગ્યા વીના નહીં રહે

# ઇરાન

ઇરાન દેશ ઉપર યુરોપીય સંસર્ગનું શું પરિણામ આવ્યું તે હવે તપાસીશું. મિસર દેશના ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાખ્યા પછી વાંચકોને ખાત્રી થઇ હશે કે મિસર પોતાના સ્વાભાવિક સ્વાતંત્ર્યના અધિકારને યુરોપીય પ્રજાના સંસર્ગને કારણે ખોઇ ગેઠું. ઇરાનનો ઇતિહાસ તપાસવા અગાઉ એટલું જાણી લેવુ જરૂરી છે કે ઇરાન પ્રાચીનકાળથી સંસ્કારી અને સભ્ય દેશ તરીકે જગતમા સુપરિચિત છે. જગતના દરેક

ભાગમાં ઇરાનના કવિઓના નામો સુપ્રસિદ્ધ છે. એવો તે કોણ સભ્ય છે જેણે હાફીઝ, શેખ સાદી, ફીરદોસી, ખય્યામ જેવા કવિરત્નોનાં નામ નહીં જાણ્યાં હોય? એવો તે કયો યુરોપીય છે જેણે ખય્યામની રૂબાઇયાતે લલકારી નહીં હોય? ધાર્મિક વિચારોમાં પણ ઇરાનનું નામ ઉંચા સ્થાને મૂકાયું છે. પારસીઓના ધર્મના પ્રચારક જરથુસ્ત ઇરાનના જ નિવાસી હતા સુફી, વહાબી અને ઉરફી સિદ્ધાંતોના પ્રવર્તક પણ ઇરાનમાં ઉત્પન્ન થયા છે. ઇરાનની ચિત્રકલા, અપૂર્વ ગાલિચા, માટીનાં કલાપૂર્ણ વાસણોથી કયો કલાપ્રેમી અજ્ઞાન છે? વહાબી મત ધરાવનારાઓએ પોતાના ધર્મને નામે હસતાં હસતાં પ્રાણ આપીને પોતાના આત્મત્યાગનો પૂરેપૂરો પરિચય કરાવ્યો. અતિથી સત્કાર, નમ્રતા અને વિવેક માટે ઇરાનના લોકો એ વિષયમાં બધાના ગુરૂ ગણાયા છે. કહેવાનું તાત્પર્ય એટલું જ કે સભ્યતા અને સુસંસ્કાર સંબંધે ઇરાનીઓ કોઇ પણ દેશ કરતાં ઉતરતા નથી, એટલું જ નહીં તેઓએ યુરોપીય દેશોને ઘણી વાતોનું શિક્ષણ પણ આપ્યું છે. ઇરાનની પ્રાચીન સભ્યતાનું વિવરણ ન કરતાં ઇ. સ. ૧૮૯૦ માં જ્યારે ઇરાનમાં લોકતંત્ર–પાર્લામેંટ– દ્વારા રાજતંત્ર ચલાવવું જોઇએ એ માટેની લડત શરૂ થઇ, તે

સમયની ઈરાનની રાજકીય પરિસ્થિતિનું સંક્ષિપ્તમાં વર્ણન કરીશ.

## ઈરાનીઓનું સ્વાતંત્ર્ય યુદ્ધ

ઘણા લાંબા સમયથી ઈરાનનો રાજકારોબાર શાહ દ્વારા ચાલતો હતો. એ શાહને દરેક અધિકારો પ્રાપ્ત હતા. શાહની શક્તિ પણ અસીમ હતી. જુલ્મી શાહ નસીરૂદીનના રાજકાળમાં ઇ. સ. ૧૮૯૦ માં ઈરાનીઓએ પોતાના સ્વાતંત્ર્ય માટે પ્રયત્નો કરવા માંડયા. એ આંદોલન કરનારાઓ ઉપર ઈરાનની સરકારે અનેક પ્રકારના અત્યાચારો કર્યા અને તેમને દબાવી નાખવા નિર્ણય કર્યો. પરંતુ દમનનીતિ વધતાં સ્વાતંત્ર્ય પ્રત્યેનો તેમનો પ્રેમ વધુ ઉછાળા મારવા લાગ્યો. ઇસ્લામી ઉદમાઓએ પણ તે વેળા જાહેરાત કરી દીધી કે ઇસ્લામની આજ્ઞા છે કે પ્રજાએ સ્વેચ્છાચારી રાજાને આધિન રહેવું નહીં. રાજના અધિકારીઓએ એની આશાએ દમનનીતિનો કોરડો વધુ તીવ્ર કર્યો કે ઈરાનની સ્વાતંત્ર્યની ભૂખ આથી મટાડી શકાશે, પણ તેમની આશ ફળીભૂત થઇ નહીં. ઈરાનના દેશભક્ત સૈયદ જમાલુદ્દીને કેદખાનામાંથી પોતાના સહકારીઓને જે સંદેશો મોકલ્યો હતો તે

સંદેશો વાંચતા ખાત્રી થશે કે તેઓ કેટલા દ્દઢ નિશ્ચયના અને સાહસીક હતા. સૈયદ જમાલુદ્દીન પોતાના સંદેશામાં લખે છે કે,

† "તમો ઇરાનના સંતાનો છો, અને જેઓએ પોતાના દેશભાઇઓને જાગ્રત કરવાનો દ્દઢતાપૂર્વક નિર્ણય કર્યો છે તેઓએ કેદખાનાની યાતના કે મૃત્યુથી બ્હીવું જોઇએ નહીં.

---

†You who are the ripe fruit of Persia and who zealously girded up your skirts for the awakening of Persians, fear neither imprisonment nor slaughter. Be not wearied by Persain ignorance. Be not frightened by the ferocious acts of Sultan's. Strive with utmost speed, nature is your friend and the Creator of nature your ally. The stream of renovation flows quickly towards the East. The edifice of despotic Government totters to its fall. Strive, so far as you can, to destroy the foundation of this despotism not to pluck up and cast out its individual agents. Strive as far as you can to abolish these practices which stand between the Persians and their happiness, not to annihilate those who employ these practices. If you merely strive to oppose individuals your time will only be lost.

તમે ઇરાનીઓના અજ્ઞાનથી હતાશ થતા નહીં. સુલતાનના જુલ્મોથી ગભરાતા નહીં. તમારી સંપૂર્ણ શક્તિઓ વડે પ્રયત્નશીલ રહેશો. પ્રકૃતિ તમારી મિત્ર અને ઇશ્વર તમારો સહાયક છે. નવા તેજના કીરણો પૂર્વ તરફ ફેલાતા આવે છે, એના બળ વડે સ્વેચ્છાચારિતાના મૂળ હાલ્યા વીના નહી રહે. જ્યા સુધી બની શકે, ત્યા સુધી એના મૂળ ઢીલાં કરી નાખો માત્ર કોઇ એકાદ સ્વેચ્છાચારી વ્યક્તિને ઉખેડવાનો ઉપાય કરીને સંતોષ લેતા નહી. તમો તેવા દરેક કાર્યોનો નાશ કરો જે ઇરાનીઓને સુખના માર્ગથી દૂર કરે છે. માત્ર તે વ્યક્તિઓના જ નાશ કરવાના કાર્યમા ગુથાતા નહીં જેઓ તેનો (અત્યાચારનો) પ્રયોગ કરે છે જો તમે માત્ર વ્યક્તિનો જ વિરોધ કરશો તો તમારો ઘણો સમય નષ્ટ થઇ જશે '

ઉપર રજુ કરેલા સંદેશા ઉપરથી વાચકો સમજી શકશે કે ઇરાન પોતાના સ્વાતંત્ર્ય માટે કેટલું નિશ્ચયાત્મક હતુ. એ જ નસીરૂદ્દીન શાહના રાજકાળમા યુરોપીયનોએ ઇરાનના આતરવહિવટમા હસ્તાક્ષેપ કરવા માડયો મિસરની જેમ જ, જે દિવસથી નસીરૂદ્દીને યુરોપીયનો પાસેથી ધન મેળવીને ઇરાનનો વેપાર તેમને સોપવા માડયો ત્યારથી—

## ઇરાનનું સત્યાનાશ—

આરંભાયું શાહે ૧૫૦૦૦ પાઉન્ડ વાર્ષિક બદલ મી૦ ટાનવટ નામના એક અંગ્રેજના હાથમાં

ઇરાનનો તમ્બાકુનો સઘળો વેપાર સુપ્રત કરી દીધો. ઇરાનીઓ તેનો વિરોધ કરવા લાગ્યા, અને જ્યારે ટાલવટની કંપનીએ કામ શરૂ કર્યું ત્યારે એ વિરોધ વધુ ઉગ્ર સ્વરૂપ લેવા લાગ્યો અને શાહને ઇરાનીઓના સબળ વિરોધને આધિન થઇ તંબાકુનો ઇજારો પાછો ખેંચી લેવો પડયો. ઇજારો રદ કરતાં જ ઇંગ્લાંડ વચ્ચે કુદી પડયું અને શાહને ફરજ પાડી કે તેણે નુકશાની બદલ ૭પ લાખ રૂપીઆ ભરી આપવા. શાહીખજાનામાં એ વેળા એટલા રૂપીઆ નહોતા. તેથી ઇમ્પીરીયલ બેંક ઓફ પરશીયા પાસેથી શાહને એ ગંજાવર રકમ વ્યાજે અપાવવામાં આવી. આ બેંક અંગ્રેજોની હતી. એવી રીતે ઇરાનવાસીઓને માથે માત્ર વ્યાજના રૂપમાં સાડીચાર લાખ રૂપીઆ દર વર્ષે ભરવાનો બોજો લાદવામાં આવ્યો એ સંબંધમાં ઇરાની ભાષાના અંગ્રેજ વિદ્વાન મી૦ બ્રાઉન કહે છે કે * "ઇરાનની ખાડીમાં કર મારફતે જે આવક થતી હતી તે એ કરજદારી

---

The customs of the Persian Gulf were pledged as a guarantee for the payment of this interest and the capital was repayable at the end of forty years and all this for the enrichment of a few greedy English speculators and a handful of traitorous Persian courtiers

* Brown's Persian Revolution, page 57.

બદલ આપી દેવી પડતી અને એવું નક્કી કરવામા આવ્યું કે ચાળીસ વર્ષમા વ્યાજ સાથે બધી રકમ ચુકવી દેવામાં આવે. અને આ બધું થોડાક અંગ્રેજ વ્યાજખોરો અને તેટલા જ દેશદ્રોહી ઇરાની ખુશામતખોરોના લાભ માટે કરવામા આવ્યુ "

## શાહનું ખૂન–રશિયાના પંજામાં

આ બનાવને લીધે પ્રજાનો શાહ પ્રત્યેનો અસંતોષ ઓર વધી ગયો એ બધાના પરિણામે ૧૮૯૬ ના મે માસમા ઇરાનનો શાહ – મિરઝા મહમદ રઝાની ગોળીનો શિકાર થઇ ગયો મિરઝા મહમદ રઝાએ ઇરાનના શાહનુ ખૂન કરવાનું કારણ એવું દર્શાવ્યુ હતુ કે શાહનો ઝુલ્મ અને વિદેશીઓના હાથે ઇરાનનુ સત્યાનાશ થતું એ જોઇ શકતો નહોતો. નસીરૂદ્દીનના મૃત્યુ પછી મુઝફ્ફરદીન શાહ ગાદીએ બેઠો એને પણ રૂપીઆની જરૂર જણાવા લાગી, અને એ રશિયનોના ફંદામા ફસાયો. ઇ સ ૧૯૦૦ મા એણે રશિયા પાસેથી ત્રણ કરોડ આઠ લાખ રૂપીઆ ઉધાર લીધા તબાકુની નુકસાની બદલ જે રકમ ઉધાર લેવામા આવી હતી, તે રકમ એમાથી ચુકવી દેવામા આવી આમ કરવાનું કારણ એક જ હતું કે માત્ર રશિયા ઇરાનનું એકલુ લેણદાર બને. એ જ દિવસથી ઇરાન ઝુલ્મી રશિયાના સકંજામા સપડાયુ. કર વસુલ

કરવાની બધી વ્યવસ્થા રશિયાએ પોતાના હાથમા લીધી ઇ સ ૧૯૦૨ મા શાહે રશિયા પાસેથી બીજા ત્રણ કરોડ રૂપીઆ ઉધાર લીધા એ બધા રૂપીઆ નકામા ખર્ચાઓ કરી પૂરા કરવામા આવ્યા નવા કરજાને લીધે ઇરાન ઉપર રશિયાનુ' દબાણ દિનપ્રતિદિન વધવા લાગ્યુ અત્યાર સુધી રશિયાના કામકાજમા ઇગ્લાંડ કઇ પણ દખલગીરી કરતુ' નહી, પર'તુ બોઅર યુધ્ધ સમાપ્ત થવાની સાથે ઇગ્લાંડને પણ ઇરાનમા પોતાની સત્તા જમાવવાની ચિ તા થઇ એ જ સમયથી ઇગ્લાંડે પણ ઇરાનના વહીવટમા માથુ મારવુ આર ભ્યુ.

## પાર્લામે'ટ સ્થાપવાનુ' વચન

અનેક પ્રકારના કરવેરા વધારી નાખવાને કારણે પ્રજાની આર્થિક સ્થિતિ બગડી રહી હતી, અને તેથી તેઓ વચ્ચે અસ તોષ પણ તિવ્ર બન્યો હતો શાહે યુરોપયાત્રામા પોતાની ગરીબ પ્રજાના ઘણા પૈસા ઉડાવી નાખ્યા કર વસુલ કરવાનુ' કામ બેલ્જિઅન અમલદારો હસ્તક હતુ', અને તેઓ પણ મન ગમતો આર્થિક લાભ મેળવી રહ્યા હતા પોતાના ધનથી આ વિદેશીઓને ધનવાન થતાં જોઇ પ્રજાના હૃદયમા તેઓ પ્રત્યે પણ ધૃણા થવા લાગી શાહે પ્રજાને દબાવી દેવા પ્રયત્નો કરવા માડયા, પરતુ પ્રજાએ ન દબાતા પોતાનો વિરોધ ચાલુ જ રાખ્યો ઇ સ ૧૯૦૬ મા પરિણામ એ આવ્યુ કે પાર્લામેન્ટ સ્થાપ

વાનું વચન શાહને આપવું પડયું. પાર્લામેન્ટની સ્થાપના થઇ. જેની પ્રથમ બેઠક ૭ મી ઓકટોમ્બર ૧૯૦૬ ના દિવસે મળી. એ પાર્લામેન્ટમાં ઇરાનની સમસ્ત પ્રજાના પ્રતિનિધિઓ હતા. પાર્લામેન્ટ સ્થપાયા પછી શાહે રશિયા અને ઇંગ્લાંડ પાસેથી ધન ઉધાર લેવાની ઇચ્છા જાહેર કરી. જનતા વિદેશીઓની કરજદારીમાંથી છુટવા માંગતી હતી તેથી તેણે વિરોધ કર્યો, અને એક પ્રતિજ્ઞાપત્ર ઘડવામાં આવ્યું. જેનું નામ મૂખ્ય નિયમ (Fundamental laws) રાખવામાં આવ્યું. શાહને એ પત્ર ઉપર સહી કરવા માટે વિવશ કરવામાં આવ્યો. શાહે મરતી વેળા એ નિયમોનો સ્વીકાર કર્યો. તે પછી ૧૯૦૭ માં અહમદ મિરઝા ઇરાનનો રાજા થયો. આ નવો શાહ ઇરાની પાર્લામેન્ટને કશાયે અધિકારો આપવાની વિરૂધ્ધમાં હતો, પરંતુ પાર્લામેન્ટે નિશ્ચય કરી લીધો હતો કે તે પોતાના અધિકારોની—પોતાના સ્વત્વોની રક્ષા કરશે. એ જ કારણસર પાર્લામેન્ટમાં પ્રધાનમંત્રીઓના કામોની જાહેરમાં સમાલોચના કરવાની શરૂઆત કરવામાં આવી. ઇરાનના આંતરવહીવટમાં વિદેશિઓનો પ્રભાવ દિનપ્રતિદિન વધતો જતો હતો. પાર્લામેન્ટે એ પ્રભાવ તોડી નાખવાનો વિચાર કર્યો. તેથી તેઓએ નીચે મુજબના ચાર ઠરાવો પસાર કર્યા. ૧. ઇંગ્લાંડ અને રશિયા પાસેથી આર્થિક સહાયતા લેવી નહીં. ૨. શાહના અંગત ખર્ચાની હદ નક્કી કરવી, જેથી તે વધુ ખર્ચ કરી ન શકે.

૩. ઇરાની નેશનલ બેંકની સ્થાપના કરવી. ઇરાનને આર્થિક સંકટમાંથી બચાવવા માટે તેઓએ એની જરૂર જોઇ હતી.
૪. વિદેશીઓને ઇરાનમાંના મોટા હોદ્દાઓ ઉપરથી કાઢી મૂકવા શાહને દેશહીતના આ ચારે ઠરાવો કબુલ નહોતા કારણ કે રશિયા અને ઇગ્લાંડે તેને હથેલીમાં ચંદ્રનાં દર્શન કરાવ્યા હતા તે પોતાની સ્વેચ્છાચારિતા પણ કાયમ રાખવા ઇચ્છતો હતો તેથી તેણે બળનો ઉપયોગ કરી પાર્લામેન્ટ તોડી નાખવાનો નિશ્ચય કર્યો.

## ગુલામીની બેડીઓ

રશિયા અને ઇંગ્લાંડ બંને ઇરાનના આંતરવહીવટમાં માથું મારી પોતાના અધિકારો વધારવા ઇચ્છતા હતા. આ કામ કરતાં બ તેમાં કૈ ખટપટ ન જાગે એટલા માટે ૧૯૦૭ માં બંનેએ સુલેહ કરી એ સુલેહનું નામ અંગ્રેજ રશિયાની સંધિ (Anglo- Russian Agreement) છે. એ સંધિ મુજબ બંનેએ એવો ઠરાવ કર્યો કે ઉત્તર ઇરાનમાં ઇંગ્લાંડે રશિયાના કામમાં માથું મારવું નહીં અને દક્ષિણ ઇરાનમાં ઇગ્લાંડ ગમે તે કરે. એવી રીતે ઇરાનનિવાસીઓની જાણ વીના આ સભ્યતા અને સંસ્કારીતાના ઇજારદારોએ તેમના દેશની વહેંચણી કરી લીધી ઇરાનના તે વેળાના એક પ્રસિદ્ધ વર્તમાનપત્ર 'હુબ્બુલમતીને' એ સંધિ સબંધે સપ્ટેમ્બર માસમાં લખ્યું હતું કે,

"જરાયે શંકા નથી કે તેઓ આ શબ્દોની આડમાં અમારા દેશના આંતરવહીવટમાં માથું મારશે. જેમ તેઓએ મિસર અને બીજા સ્થળોએ કર્યું. મિસરે ઈંગ્લાંડ સાથે જે સંધિ કરી હતી તેમાં પણ એ જ વાકય મૂકવામાં આવ્યું હતું. અર્થાત ઈંગ્લાંડે મિસરમાં ખેદીવના રાજની રક્ષા કરવાનું વચન આપ્યું, પરંતુ તેમના સૈન્યની સુધારણા અને આર્થિક વ્યવસ્થા કરવાનું પોતાને માથે લીધું. ખેદીવના રક્ષણ માટે મિસરમાં શાંતિ સ્થાપવી તે ઈંગ્લાંડની ફરજ થઈ પડી. તેથી ખેદીવના લાભ માટે અને મિસરમાં અમનચમન રાખવા માટે અંગ્રેજ સેના રાખવાની જરૂર પડી. એમાં શંકા નથી કે આ સંધિમાં પણ ઈંગ્લાંડ તેમજ રશિયાએ પ્રતિજ્ઞા કરી હતી કે તેઓ શાહના સ્વત્વોની રક્ષા કરશે. એનો એવો અર્થ થાય છે કે જ્યારે દેશમાં શાહનો કોઈ વિરોધી ઉભો થાય કે બળવો જાગે ત્યારે આ બંને સભ્યતાના સ્વામી દયાળુ મિત્રો શાંતિ સ્થાપવા માટે પોતાનું સૈન્ય લાવશે. એ પછી એવી રીતે સૈન્ય લાવવાનું પરિણામ ઇરાનને અંતકાળ સુધી ભોગવવું પડશે."

## નવા શાહને ચેતવણી

એંગ્લો-રશિયન કરારોના કારણે પ્રજાકીય જુસ્સો પ્રગટી નિકળ્યો ત્યારે શાહે પાર્લામેંટ તોડી નાખવાનો વિચાર કર્યો. પાર્લામેંટ તરફથી પ્રયત્નો કરવામાં આવ્યા કે શાહ તેમની સલાહને અનુસરીને દેશને વિદેશીઓના પંજા-

માંથી મૂકત કરાવે. એક પક્ષે શાહ અને બીજા પક્ષે પ્રજા પોતપોતાના બળની કસોટી કરતા હતા. પાર્લામેંટે છેવટના ઉપાય તરીકે શાહને ચેતવણી આપી કે તે પોતાના વિદેશી સલાહકારોને બરખાસ્ત નહીં કરે તો લાચારીએ તેને રાજ-સિંહાસનેથી ઉતારી મૂકવાનો વિચાર કરશે. આ ચેતવણી મળતાં રશિયા અને ઈંગ્લાંડ બંને કુદી પડયા. તેઓએ કહ્યું કે જો પાર્લામેંટ શાહને ગાદીએથી ઉઠાડી મૂકવાનો વિચાર કરશે તો અમો બંને અમારી શકિતઓ વડે તેનો ઉત્તર આપીશું. પાર્લામેંટે જે ચેતવણી આપી હતી, તે માત્ર આંતરીક સુધારાઓ માટે હતી. આંતરરાષ્ટ્રીય નિયમો કે ન્યાયની દષ્ટિએ રશિયા અને ઈંગ્લાંડને ઇરાનના આંતરીક ઝઘડામાં હસ્તાક્ષેપ કરવાનો અધિકાર નહોતો, છતાંયે પોતાનો સીકકો જમાવવા તેઓએ અંદરખાનેથી તેમજ જાહેરમાં દખલગીરી શરૂ કરી દીધી. શાહને અયોગ્ય સ્હાયતા આપવી શરૂ કરી અને તેમના સિપાહીઓની મદદથી પાર્લામેંટના નેતાઓની ધરપકડ કરવામાં આવી. એટલુંજ નહીં, આ સભ્ય અને સંસ્કારી વિદેશીઓએ પાર્લામેંટની બેઠક ઉપર ગોળીબાર પણ કર્યા. દેશભકતો ઉપર અનેક પ્રકારના અત્યાચારો થવા લાગ્યા. અનેક વીર ઇરાનીઓ માર્યા ગયા. તેઓનો અપરાધ માત્ર એટલો જ હતો કે તેઓ વિદેશીઓના હાથમાંથી પોતાના દેશને મૂકત કરાવવા અને પોતાની ઉન્નતિ કરવા ઇચ્છતા હતા. રશિયાના કર્નલ લિયો-

નફે ઇરાનીઓ ઉપર મનગમતો જુલ્મ કરવા માંડયો આવી રીતે તેઓએ ઇરાનની પહેલી પાર્લામેંટનો અંત આણ્યો ઇરાનના સ્વદેશપ્રેમને દાબી નાખવા પ્રયત્નો થતાં ઇરાનમા એ બનાવને લીધે ભારી અસંતોષ થયો રાષ્ટ્રીય પક્ષમા એક નવા બળનો સંચાર થયો દેશભકતોએ સ્વદેશ માટે ફરી એક વેળા તલવાર ઉચકી. રશી શહેરમા ચારે તરફથી રાષ્ટ્રીય સ્વયંસેવકો ભેગા થવા લાગ્યા.

## તેહરાન તરફ કુચ–નવા શાહને તખ્ત છોડવાની પડેલી ફરજ.

શાહ અને તેના હીમાયતીઓના કબ્જામાથી તહેરાન લેવા માટે સ્વયંસેવકોએ કુચ કરી શાહ મામલાની ગંભીરતા સામે ટકી રહી શકયો નહી. પ્રજાની નિશ્ચયાત્મક ઇચ્છાઓને પારખી તેણે ૧૯૦૮ ના મે માસમા તેમની માગણીઓનો ફરી સ્વીકાર કર્યો અને (Constitutional government) બંધારણ પૂર્વકની સરકારની સ્થાપના કરી આવો અવસર મળતા રશિયા અને ઇગ્લાંડે પોતાની પ્રજાનું રક્ષણ કરવા માટે કેટલાક લડાયક વહાણો મંગાવ્યા રાષ્ટ્રીય પક્ષને ખાત્રી થઇ ગઇ કે શાહ પોતાનુ વચન પાળશે નહીં અને લાગ સાધીને તે દગો કરશે વિદેશીઓની એવી ધમકીની દરકાર ન કરતા તેઓએ ઇરાન ઉપર ચારે તરફથી હુમલો શરૂ કરી દીધો, અને મહમદશાહને તખ્ત છોડવા માટે વિવશ કર્યો.

## નવો શાહ બીજો

સને ૧૯૦૯ ના જુલાઇ માસમાં મહમદશાહ પછી અહમદશાહ ઇરાનની રાજગાદીએ બેઠો. રાષ્ટ્રીય પક્ષને આવો અવસર મળતા તેણે વિદેશીઓને દંડયા. મહમદશાહે ગભરાઇને રશિયાનો આશ્રય લીધો, અને ત્યા બેઠાં બેઠાં રાષ્ટ્રીય દળને દાબી નાખવાના નવા નવા ઉપાયો યોજવા લાગ્યો દેશનો રાજકારોબાર હવે પાર્લામેન્ટ મારફત ચલાવવામાં આવતો હતો. ઇગ્લાંડ અને રશિયાને એ ગમ્યું નહીં. ઇરાન સ્વતંત્રપણે પોતાની સ્થિતિ સુધારી લે એ કેમ બને? નવી સરકારને લગભગ ૬૦ લાખ રૂપીઆની જરૂર પડી. ઇગ્નાડ અને રશિયાની શરતોનો અસ્વીકાર કરી તેઓએ ઇગ્લાડના એક ખાસ બેકર પાસેથી એ રકમ મારેની ગોઠવણ કરી લીધી. રશિયા અને ઇગ્લાડની ઇચ્છા આવી રીતે ઇરાનીઓનુ કાર્ય સરળ થઇ જાય તે જોવાની નહોતી. આથી તેઓએ ઇગ્લાડના બેકરને રકમ આપતાં અટકાવ્યો નાણાંની તંગી, વિદેશીઓનો અકારણ હસ્તાક્ષેપ અને ક્રાન્તીના કારણોને લીધે નવી સરકાર દરેક પ્રકારની સુવ્યવસ્થા કરી ન શકી. તેથી ૧૯૧૦ ના ઓકટોબરમાં ઇગ્લાડ અને રશિયાએ ઇરાની સરકારને નોટિસ આપી કે દક્ષિણ ઇરાનમાં

## રસ્તાની રક્ષા માટે

અંગ્રેજી સરકારના આધિનમા અંગ્રેજી સૈનિક રાખવામાં આવે અને તેનો ખર્ચો ઇરાને આપવો. આ માગણી કેટલી

અન્યાયપૂર્ણ અને અપમાનજનક હતી તે સ્પષ્ટ છે. એક બાજુ ઇરાનના શાહને પાર્લામેન્ટ તોડવામાં સહાય કરવી અને બીજી બાજુએ પાર્લામેન્ટ રાજ્યવ્યવસ્થા બરોબર ચલાવી શકતી નથી એમ કહેવું સભ્ય અને સંસ્કારી દેશોનું કાર્ય હતું. ઇ. સ. ૧૯૧૦ માં રશિયા, ઇંગ્લાંડ અને જર્મનીએ પારસ્ટડેમમા નવા વધુ કરારો કર્યા. જેનું નામ પારસ્ટડેમ સંધિ (Post Dym Agreement) છે. તેને અનુસરીને રશિયાને ઇરાન ઉપર મનગમતા જુલ્મો કરવાનો અધિકાર મળી ગયો હતો. ઇરાનીઓને હવે ખાત્રી થઇ ગઇ હતી કે તેમના ઉપર અત્યંત જુલ્મોટો ગુજારવામાં આવશે, પરંતુ તેમાથી ઉગારવા સભ્યતાભિમાની યુરોપિયનો કદી પણ સહાય નહીં કરે.

## અમેરિકાને વિનંતિ

તે કારણસર તેઓએ અમેરિકાને વિનંતિ કરી. રશિયા અને ઇંગ્લાડે અમેરિકા તેઓને મદદ નહીં કરે એ માટે અનેક વિક્ષેપો નાખ્યા પરંતુ અમેરિકાએ ઇરાનીઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર માર્ગન શુસ્તર નામની એક વ્યકિતને ઇરાનની આર્થિક સ્થિતિ સુધારવા ઇરાનમાં મોકલ્યા. રશિયા અને ઇંગ્લાડે શુસ્તરનાં કામમાં જે વિઘ્નો નાખ્યા તેના વર્ણનની જરૂર નથી.

શુસ્તર પોતાની સહાયતા માટે કોઇ પણ વ્યકિતને નીમતે કે તરત જ રશિયા ધમકીઓ આપવા લાગતું. ઇરાનને નિશ્ચેજ

ધારીને રશિયાએ ઇરાનની નાની નાની આંતરિક વાતોમાં પણ વિક્ષેપ નાખવા માંડયો. ઇરાન પોતાનું તંત્ર બરોબર ચલાવી ન શકે એ માટેના આ બધા ઉપાયો હતા. ૧૯૧૦ ના જુલાઇમાં રશિયાવાળાઓની ઉશ્કેરણીથી મહમદઅલી શાહે રશિયા તરફથી ઇરાન ઉપર આક્રમણ કરાવ્યું. રાષ્ટ્રીય પક્ષે મહમદઅલીને હરાવ્યો તેમજ તેનું ખૂન કરનારને ઇનામ આપવાની જાહેરાત કરી. મહમદશાહનો મુખ્ય અમલદાર અરશદદૌલા કેદ પકડાયો અને તેને પ્રાણદંડની શિક્ષા કરવામા આવી. શાહના ભાઇ સલારૂદૌલાનો પણ પરાજય થયો અને શાહના સહાયક શાહસુલતાનની મીલકત સરકારે જપ્ત કરી. રશિયા એનો વિરોધ કરવા લાગ્યુ. રશિયા જેટલા અન્યાયપૂર્ણ કાર્યો કરતું તેનું ઇંગ્લાંડ સમર્થન કર્યા કરતું. રશિયાએ ઇરાનને પહેલા છેલ્લી ચેતવણી (Ultimatum) આપી કે શાહ સુલતાનની મીલકત ઉપરથી ઇરાની સરકારે કબ્જો ખેંચી લેવો અને તેનો કબ્જો રશિયાને આપવો. ઇરાની સરકારે એ ચેતવણીનો જે ઉત્તર આપ્યો તે વાંચ્યા વીના ફેંકી દેવાયો અને રશિયન રાજદૂત પાકલેવસ્કી કોજિયએ ધમંડમાં આવી જઇ પોતાની માગણીનો હા કે નામાં જવાબ માગ્યો અંગ્રેજોએ રશિયાનું સમર્થન કર્યું. નિર્બળ ઇરાનને તેમની અત્યંત અન્યાયપૂર્ણ વાતો સ્વીકારવી પડી શુસ્તરે ઇમાનદારી સાથે કાર્ય કરવું આરંભ્યું. રશિયાથી એ જોવાયું નહીં. તેથી તેણે ઇરાનને બીજી છેલ્લી ચેતવણી

આપી કે ઇરાને શુસ્તરને રજા આપી દેવી, અને તેની જગ્યાએ રશિયા કહે તેવા માણસની નીમણુંક કરવી. આ માંગણી કે જેમાં ઇંગ્લાંડની પણ સહી હતી તે દેખાડી આપશે કે ઇરાન પોતાની ઉન્નતિ કરે તેને યુરોપીયનો કોઇ પણ રીતે સાંખી શકે તેમ નહોતા. ઇરાનીઓએ આ માંગણીને અપમાન કરનાર લેખીને તેનો અસ્વીકાર કર્યો. આ ઘટના ઉપર વિચાર કરવા જ્યારે ઇરાની પાર્લામેન્ટની બેઠક મળી ત્યારનું વર્ણન શુસ્તરે યોગ્ય રીતે કર્યું છે. રશિયાની એ માંગણી મંજુર કરવામાં આવે કે ન કરવામાં આવે એ સંબંધે ઠરાવ રજુ થતાં ઇરાનના વડા વૃદ્ધ ઉલ્મામાએ ઉભા થઇને કહ્યું, "સંભવ છે કે અલ્લાહની એવી જ ઇચ્છા હશે કે અમારી સ્વાધિનતા તેમજ અમારૂં રાષ્ટ્રીય સ્વત્વ બળપૂર્વક અમારાથી ઝુંટવી લેવામાં આવે, પરંતુ આપણા હાથે તેનો ત્યાગ આપણને કરવો જોઇએ નહીં." એ સંબંધમાં પાર્લામેન્ટના બધા સભ્યોના મત લેવામાં આવ્યા અને પાર્લામેન્ટે એકમતે રશિયાની માંગણીનો અસ્વીકાર

## ઉત્તરના રિંછ

શુરેત્તર કહે છે કે,

‡ "જ્યારે બધા સભાસદોના નામો પોકારવામાં આવ્યા, ત્યારે દરેકેદરેક સભાસદે, પછી તે ધર્મગુરૂ હોય કે ગૃહસ્થ, યુવાન હોય કે વૃદ્ધ બધાએ પોતાના ભાગ્યનો નિર્ણય કરી લીધો. દરેકે પોતાને અને પોતાના સંબંધીઓને ભયમાં નાખીને ઉત્તરના રિંછ રશિયાને–નિરાશ અને પીડિત પ્રજાએ જે પોતાના રાષ્ટ્રીય સ્વાભિમાનને અને પોતાની ઉન્નતિ કરવાના સ્વત્વોને ત્યાગવા બદલ ભાવિ જુલ્માટોને સહન કરવાનું વધુ પસંદ કરતી હતી–છેવટનો એક ઉત્તર આપી દીધો."

---

‡ And when the roll-call was ended every man, priest or layman, youth or octogenarian, had cast his own die of fate, had staked the safety of himself and family and hurled back into the teeth of the great bear from the north The nnanimous answer of a desperate and down-trodden people who preferred a future of unknown terror to the voluntary sacrifice of their national dignity and of their recently. earned right to work out their own salvation.

## રશિયાની ધમકી

**ઇરાનના સ્વદેશપ્રેમની** તેની મહત્વાકાંક્ષાઓની અવગણના કરનાર; તેના સ્વાભિમાન ઉપર આઘાત કરતી રશિયાની માંગણીનો ઇરાને અસ્વીકાર કર્યાથી રશિયાએ ઇરાનને ધમકી આપી કે ચાર હજાર સૈનિકો તહેરાન ઉપર ચઢાઇ કરશે. નિર્બલ બનેલા ઇરાને પોતાની લાચારીને આધિન થઇ રશિયા અને ઇંગ્લાંડની માંગણી સ્વીકારી. ઇરાનની આર્થિક વ્યવસ્થા સુધારવા માટે અમેરિકાએ ઇરાનને મદદ કરવા માર્ગન શુસ્તરને મોકલ્યો હતો. એ શુસ્તર સાહેબને રજા આપી દેવી પડી. રશિયાના સૈનિકોએ તે દિવસોમાં જે અત્યાચારો ઇરાનીઓ ઉપર કર્યા હતા તે અવર્ણનીય છે. તબરેઝના રાષ્ટ્રમતવાદી મુલ્લા અને ઉમ્માઓના ટુકડે ટુકડા કરી તેમના શરીરના અવયવોને જાહેર રસ્તાઓ ઉપર ટીંગાડી મુકવા, સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાંને પોતાની નિર્દયતાનો પરિચય કરાવ્યા વીના જતાં ન કરવાં એ રશિયાના સભ્ય અને સંસ્કારી અમલદારોનાં સાધારણ કામો હતાં. એવી રીતે યુરોપે અસભ્ય ઇરાનને સભ્ય બનાવવાના ઉપકારક હેતુથી ઇરાનના હજારો નિરપરાધ માનવીઓનો સંહાર કર્યો.

## ઇરાનની સ્ત્રીશક્તિ

**ઇરાનની વીર** રમણીઓએ પોતાના દેશને સ્વતંત્ર કરવા માટે જે પરાક્રમો કર્યાં છે તેનું વર્ણન કરવું

અત્યંત આવશ્યક છે. ઇરાનની રમણીઓએ પોતાના દેશ માટે જે પરિશ્રમો કર્યા એ વાચનાર સરલતાથી કહી શકશે કે ઇરાનને અસભ્ય અને અસંસ્કારી કહેવામાં પોતાને સભ્ય અને સંસ્કારી તરીકે ઓળખાવનાર યુરોપ અંશમાત્ર પણ વ્યાજબી છે કે? માર્ગન શુસ્તર કહે છે કે, † "ઇરાનની રમણીઓએ જગતને એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ આપી દીધું કે તેમના પવિત્ર મસ્તિષ્કમાં પણ એવી શક્તિ છે કે તે એક તદ્દન નવા વિચારને ગ્રહણ કરી શકે. જે રીતે ધર્મ માટે યુદ્ધ કરનાર તરત જ પોતાના કર્તવ્યનું પાલન કરવા લાગે છે તેવી જ રીતે પોતાના આદર્શોને તરત જ પ્રાપ્ત કરવા તેઓએ પણ કામ કરવું આરંભ્યું. દાખલા તરીકે ઇરાનની પાર્લામેંટને રશિયા અને ઇંગ્લાંડે બીજી છેલ્લી ચેતવણી જ્યારે આપી હતી અને તે ઉપર ઇરાનની પાર્લામેંટ વિચાર કરવા જ્યારે ભેગી થઈ હતી, ત્યારે સારાયે ઇરાનમાં એવી અફવા જોશભેર ઉડતી હતી કે પાર્લામેંટ બ્હીને રશિયાની માંગણીનો સ્વીકાર કરી લેશે આ

† "The Persian women have given to the world a notable example of the ability of unsullied minds to assimilate rapidly an absolutely new idea and, with the clan of the crusader who has a vision they early set to work to accomplish their ideals." M. Shusters Strangling of Persia, 185.

સ્થિતિમાંથી ઇરાનને બચાવવા ઇરાનની માતાઓ અને બાળાઓએ શું કર્યું" તે માર્ગન શુસ્તરના જ શબ્દોમા આપણે જાણીશું. શુસ્તર કહે છે કે "પાર્લમેન્ટે જે ધીરજ અને શાંતિથી કામ કર્યું (જેનું વર્ણન અગાઉ કરવામાં આવ્યું છે.) એ બધાનું શ્રેય ઇરાનની રમણીઓને ઘટે છે એમના કારણે જ પાર્લમેંટના સભ્યોએ સ્વમુખે રશિયાની ગુલામગીરી સ્વીકારવાનો અસ્વીકાર કર્યો." એ વીર રમણીઓએ પોતાનો જ્વલંત પ્રભાવ કેવી રીતે નાખ્યો તેનું વર્ણન શુસ્તર આ પ્રમાણે કરે છે. §

§ "Out from their walled court-yards and harems three hundred of that weak sex came with the flush of undying determination on their cheeks. They were clad in their plain black robes with the white net of their veils dropped over their faces. Many held pistols under their skirts or in the folds of their sleeves. Straight to the mujlis they went and gathered there, demanded of the president that he might admit them all. The president consented to receive them In his reception hall they confronted him and lest he and his colleagues should doub their meaning these cloistered Persian motherts, wives and daughters exhibited threateningly their revolvers, tore aside their veils and confessed their decision to kill their own husbands

"ત્રણમો રમણીઓ—જેમના મુખ ઉપર દૃઢ સંકલ્પના ચિન્હો સ્પષ્ટ દેખાતા હતા તે બંધ રહેતા મકાનો અને સખ્ત પરદામાંથી બહાર નિકળી પડી એમનુ શરીર કાળા કાપડની ચાદરથી—જેનો ઉપયોગ હમેશાં કરતી હતી તેમાં—ઢંકાએલુ હતુ મોઢા ઉપર જાળીનો બુરખો પડયો હતો

---

and sons, and leave behind their own dead bodies if the deputies wavered in their duty to uphold the liberty and dignity of the Persian people and nation.... May we not exclaim all honour to the veiled women of Persia, with the constraining tradition of the past around them, with the idea of absolute dependence upon the fancy and caprice of men ever before them, deprived of all opportunities te educate themselves along modern ideals they drank deep of the cup of freedom's desire and offered up their daily contribution to their country's cause, watching its servants each moment with a mother's jealous eyes and failing not even in that grim tragic hour when men's heart grew weak and the palsying dread of the prison and tortures, the noose and the bullet had settled on the bravest of the land" Shuster's Strangling of Persia 188 189.

## પીસ્તોલવાળી રમણીઓ

એમાંની ઘણી રમણીઓ પાસે પીસ્તોલ હતી, જેને તેઓએ પોતાના આસ્તીનોમાં સંતાડી રાખી હતી. એ બધી વીરાંગનાઓ ભેગી મળી અને સીધી ઇરાની પાર્લમેન્ટના મકાન ઉપર જઇ પહોંચી. તેઓએ પાર્લમેન્ટના પ્રમુખને મળવાની માંગણી જાહેર કરી પ્રમુખે તેમને મળવાનું સ્વીકાર્યુ. સામેના એક સ્વાગત ભવનમાં એ સ્ત્રીઓએ પ્રમુખને ઘેરી લીધા. પોતાના હેતુ સમજાવવામાં કોઇ પણ જાતની ભૂલ ન થાય તે માટે પડદામાં રહેનારી માતાઓ, પત્નીઓ અને પુત્રિઓએ પોતાની પીસ્તોલ સામે ધરી અને પોતાના મુખ ઉપરના પડદાને ઉંચો કરી સ્પષ્ટ શબ્દોમાં કહેવા માંડ્યુ. " જો તમો ઇરાનની પાર્લામેન્ટના સભાસદો તમારા દેશના અભિમાન અને સ્વાતંત્ર્યની રક્ષા કરવામાં જરાપે પાછી પાની કરશો તો અમો અમારા હાથે પુત્ર, પતિ અને પિતાને જીવથી મારી નાખી અહીંજ અમારા પ્રાણ મુકી જઇશું." ઇરાનની માતાઓ અને પુત્રિઓને ધન્ય છે. ઓજલમાં રહેનારી સ્ત્રીઓ પણ શુરવીર હોય છે, તેમના સ્વદેશપ્રેમને જાળીના પડદા રોકી શકતા નથી, તેમના જુસ્સા અને શુરાતનને કાળા ચાદરો ઢાંકી શકિત નથી. સ્ત્રીશકિત પોતાનો પરિચય ઇરાનમાં કરાવી શકી. પ્રાચીન કાળથી વંશપરંપરાથી સંકુચીત વિચાર હોવા છતાંયે-અને એટલુ યે જાણવા પછી પણ કે પુરુષની નાનામાં નાની ક્ષણીક

ઇચ્છાઓ ઉપર તેમનું સર્વસ્વ અવલ બેલું છે—પશ્ચિમના ધોરણ ઉપર શિક્ષણ લેવાના કશાએ સાધનો વિના એ મહીલાઓએ પોતાના દેશની સેવા માટે દરરોજ કૈં ને કૈં કર્યા કર્યું, માતા તરીકે દેશના કર્મચારીઓ ઉપર નજર રાખી અને તે ભયંકર સમયે કે જ્યારે કેદખાના, જુલ્માટ, ફાંસી અને બંદુકની ગોળીઓના ડરથી પુરૂષોના કાળજાં પણ કંપી જતા હતા ત્યારે એ સ્ત્રીઓએ પોતાના કર્તવ્યનું પાલન કર્યું."

## અંતે ગુલામગીરી

છેવટે રશિયાની જુલ્મી તલ્વારની સામે ઇરાનને માથું નમાવવું પડયું. ઇરાને સ્વાતંત્ર્ય મેળવવાના હજારો પ્રયત્ન કર્યા પરંતુ તેને તે માટેની એકે તક આપવામા આવી નહીં. તેમની પાસે પોતાની ઉન્નતિ કરવાનાં બધાં સાધનો પણ હતા. ઇરાનને ઉન્નતિ કરવાના પ્રયત્નોમા અંતરાયો નાખવામા આવતે નહીં તો એમા જરીએ શંકા નથી કે તેઓ પોતાની ઉન્નતિ કરી શકતે પરંતુ સભ્યતાના સ્વામી તરીકે પોતાને ઓળખાવનાર યુરોપિયનો એવું ઇચ્છતા નહોતા, કારણ કે ઇરાનની સ્થિતિ જેમની તેમ રહે એ તેમના લાભનું હતું. યુરોપનિવાસીઓએ સ્વાધીન ઇરાનની લાશ પર બેસી પોતાની સભ્યતાનો પરિચય વર્ષો સુધી કરાવ્યો. ઇગ્લાંડ અને રશિયાએ ઇરાનની સ્વતંત્રતાનું અપહરણ કર્યું. એ માર્ગન શુસ્ટરના શબ્દોમાંથી

જાણી શકાય છે × "ઇરાનીઓએ માત્ર એવા જ પ્રયત્નો કર્યા કે તે નિર્દય અને વ્યસની રાજાની ગુલામગીરીમાથી મુક્ત થઇ સુખે જીવન વિતાડી શકે અને પોતાનું શાસન પોતે કરી શકે એટલા જ કારણે પહેલાથી યે વધુ ખરાબ ગુનામગીરીમા તેમને રાખવા અને શોધી શોધીને ક્રાન્તિકારીઓની જેમ તેમની હત્યા કરવા બ લ તેમની સાથે સારૂ વર્તન ચલાવવુ યોગ્ય હતુ. રશિયાના અને ઇગ્લાડના રાજનીતિજ્ઞો ઇરાનમા તેઓએ કરેલા કૃત્યો બદલ અભિમાન લઇ શકે છે, પરંતુ તેમ બીજો કોઇ પણ કરશે કે એ માટે શંકા છે" પૂર્વના દેશોને સભ્ય બનાવવાની શુ આવીજ રીતો છે? સભ્યતાનું નામ લઇને યુરોપનિવાસીઓ

---

× 'The Persian people fighting for a chance to live and govern themselves instead of rema ining the serfs of wholly heartless and corrupt rulers deserved better of fate than to be forced to sink back into an even worse serfdom or to be hunted down and murdered as revo lutionary dregs British and Russian statesmen may be proud of their work in Persia, it is *doubtful whether any one* else is" *Strangling* of Persia

કેવી રીતે પાતાનો સ્વાર્થ સાધે છે તે સબધમા પણ માર્ગન શુસ્ટરનો અભિપ્રાય જાણવા જેવો છે તે લખે છે કે, ‡ "ઇરાનના પતનનું કારણ જાણવા પછી સૌથી વધુ અવિશ્વાસી માણસની પણ આખો ઉઘડી જાય છે અને બધા જાણી શકે છે કે ઇરાન માત્ર થોડાજ યુરોપીયન રાષ્ટ્રની રાજકારણીય નીતિનુ શિકાર બની ગયુ હતુ. એ નીતિનો ઘણા સમયથી ઉપયોગ કરતા રહેવાથી હવે તેઓ એ કામમા સિદ્ધહસ્ત થઇ ગયા છે. નિર્બળ રાષ્ટ્રોનુ તેમના વશમા રહેવુ તેમજ તેઓની ઉન્નતિની આકાક્ષાઓનુ નાશ થવું એ તેમની નીતિનું છેલ્લું પરિણામ છે" ઇરાન સાથેનું રશિયા અને ઇગ્લાડનુ વર્તન કેટલુ નિન્દનીય હતું તે શુસ્ટરના નીચેના શબ્દોથી જાણી

---

‡ "With the knowledge of the fact of Persia's downfall the scales drop from the eyes of the most credulous and it is clear that she was the helpless victim of the wretched games of cards which a few European powers with the skill of centuries of practice still play with weaker nations as the stake and the lives, honour and progress of whole races as the forfeit." Strangling of Persia 192

શકાય છે. તે કહે છે કે,† "ઇરાનની સરકાર અને બે વિદેશી શક્તિઓ વચ્ચે શરૂઆતથી અંત સુધી જે કંઈ વાદવિવાદ થયો, અને જે કંઈ કરવામા આવ્યું તે ઇરાનીઓના લાભ માટેજ છે કે કેમ એ વીષે સૌથી ઓછુંજ ધ્યાન આપવામાં આવ્યું. દરેક વાતો અને દાવાઓ પોતાના સ્વાર્થ માટે રજુ કરવામાં આવતા હત, જે ન્યાયની દૃષ્ટિએ અયોગ્ય જ હતા રશિયાના લાભો અને બ્રિટનના વેપાર માટે અસંખ્ય ઇરાનીઓનો સહાર

---

† "Throughout the entire controversy between the Persian Government and the two powers there has never been more than a weak pretence that what was being done was to benefit the Persian people. Every utterance and claim has been based on a cynical selfishness that shocks all sense of justice. It is in the pursuit of "Russian inserests" or "British trade" that innocent people have been slaughtered wholesale, never a word about the millions of beings whose lives have been jeopardised, whose rights have been trampled under foot and whose property has been confiscated Strangling of Persia 285

થયો એ અસંખ્ય જનસમાજના સબંધમા એકે શબ્દ દયા કે સહાનુભૂતિનો ઉચ્ચારવામા આવ્યો નહી, ઉલટું તેમના સ્વત્વો ચગદી નાખવામા આવ્યા અને તેમની મીલકત જપ્ત કરવામા આવી"

* "તેમની રાજકીય આકાંક્ષાઓનો નાશ થયો અને તેમની ઉપર હંમેશ માટે આર્થિક પરાધીનતાનું રાજ્ય સ્થપાયુ જગતમા તેમની ફર્યાદ કોઇ સાભળી શકતુ નથી, કારણ કે તેઓ નિર્બળ છે, અને બીજુ તેઓ પૂર્વનિવાસીઓ છે. મોરક્કો, ત્રિપોલી અને ઇરાન એ ત્રણે ઇસ્લામી રાજ્યો માત્ર એકજ વર્ષમા સભ્ય યુરોપીય શક્તિઓ દ્વારા લઇ લેવાયા એ વિચિત્ર દૃશ્ય છે જગતના મુસ્લીમોને એટલા માટે ગુસ્સે થવા બદલ કોઇ દોષ દઇ શકે છે કે ? '

---

* They are doomed to politica lannih ilation or economic servitude The world cannot heed their moral appeal because they are weak and Asiatic, Morocco, Tripoli and Persia, these Moslem states have been destroyed in one year by their enlightened Christian neighhours. It is not a pretty spectacle? Can anyone blame the hundreds of millions of Mohammadans in the world for being deeply resentful? (Ibid 207).

## રશિયામાં બોલશેવિઝમનો આરંભ

**ઈરાનના રાજકીય** અને આર્થિક અધ:પતનના સંબંધમાં માર્ગન શુસ્ટરે જે ભવિષ્ય ભાખ્યું હતું તે અક્ષરશઃ સત્ય ઠર્યું. છેલ્લા મહાન વિગ્રહના સમયમાં જ્યારે રશિયામાં બોલ્શેવીઝમનો પ્રચાર થયો ત્યારે ઇરાન ઉપર રશિયાનો પંજો ઢીલો પડી ગયો; પરંતુ ઇગ્લાંડ તો ઇરાનમાં જેમનું-તેમજ રહ્યું. રશિયામાં બળવો થવાને કારણે એંગ્લો-રશિયન કરારોનો ભય પણ ચાલ્યો ગયો અને ઇગ્લાંડે ઇરાન ઉપર વકિલપદ મેળવ્યું. તે પછી ઇરાન અને ઇગ્લાંડ વચ્ચે કરારો થયા. એ કરારો એંગ્લોપરશિયન એગ્રીમેન્ટ તરીકે જાણીતા થયા. તેને અનુસરી ઇરાન લશ્કરી અને આર્થિક બાબદોમાં ઇગ્લાંડ સિવાય બીજા કોઇ પણ રાષ્ટ્રની સહાયતા લઇ શકે નહીં. એ બંને વિષયમાં સલાહ અને સહાય આપવાનો અધિકાર માત્ર ઇગ્લાંડનો જ રહેશે.

ઇગ્લાંડને મળી સયુક્ત પ્રદેશ અમેરિકાના સિનેટમા ઇલીયાનીસના સિનેટર મેક્કાર મેકે ૧૮ મી ઓગસ્ટના દિને ઇરાનના સબધમાં એજ વાત જાહેર કરી હતી તેણે કહ્યુ હતુ કે, † "ગ્રેટબ્રિટને ઇરાન સાથે જે કરારો કર્યા છે અને જેને અનુસરીને કામ થઇ રહ્યુ છે, તેનો અર્થ માત્ર એટલો જ થાય છે કે ઇરાન ઇગ્લાંડનુ રક્ષિત રાજ્ય થઇ ગયુ" અમેરિકાના સિનેટરનુ આ કથન હિંદુસ્થાનના દેશી રાજ્યોને પણ લાગુ પડે છે હિંદના દેશી રાજ્યોને જે પ્રકારની સ્વાધીનતા મળી છે અને તેમની જેવી દશા છે લગભગ તેવીજ સ્થિતિ ઇરાનની થઇ એંગ્લોપરશિયન કરારોના સબધમા ફ્રાન્સના એક વર્તમાનપત્રે લખ્યુ હતુ કે * "જ્યારથી ઇરાને વચન આપ્યુ છે કે તે પોતાના સૈન્યમા માત્ર અગ્રેજ સૈનિકોને રાખશે, અને પોતાના આર્થિક વિષયમા અગ્રેજોની સહાયતા લેશે, તેથી હવે ઇરાનમાં એવી શક્તિ રહી નથી, તેમજ એવુ એક સાધન નથી જે

---

† "Great Britain made, consummated and ratified a treaty with Persia, which establishes what is in substance a protectorate over that country," (Senator Maccor meck's 15th speech in American Senate on the 18th August 1919.

* 'Since Persia promises to confine its army only to British officers and its finances only to British specialists, it has no longer force or resource to exercise its sovereignty." (Translated from the French *Le Temps*)

દ્વારા તે પોતાના રાજકારણીય સ્વત્વોનો ઉપયોગ કરી શકે.' ઇરાને સ્વેચ્છાથી આ કરારો કર્યા હતા એમ કોઇએ ધારવાનું નથી. ઇરાનની પ્રજા એ કરારોનો સખ્ત વિરોધ કરતી હતી. એને ખબર હતી કે એ કરારો ઇરાનની સ્વાધીનતાનો વિનાશ કરશે તેઓએ એ વિરુદ્ધ ચળવળ પણ કરી, પરંતુ કેટલાક સ્વાર્થી માણસોને કારણે ઇરાનને એ કરારો મંજુર રાખવા પડયા, અને એને પોતાના સ્વાતંત્ર્યને ઇંગ્લાંડના વર્ચસ્વને આધિન કરવું પડયું. જાપાનના 'એશિયાટીક રીવ્યુ' નામના પત્રે એ સબંધે પ્રકાશ નાખ્યો છે કે, ‡જો કે ચારે તરફથી પ્રજાવાદની તરફેણ

‡ "Amidst the oratorical outbursts and loud declarations championing the cause of demo cracy and rights of small nations Persia, the pic ture land of Omar Khayam, has at last fallen a prey to the creed of British imperialism, slowly and silently she has been forced to become a he lot in the harem of the empire In the troubles of Russia and Germany and in the exhaustion of France and Italy, England saw a God sent opportunity for satisfying her long cherished for ambition securing an octopus held in the gateway to India with the result that one fine morning the world woke to find that Persia had mysteriously disappeared from the map of the world as an independent country." Asiatic Review, February 1920, page 31"

કરવાની વાતો કરવામા આવે છે, અને નાના નાના રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનો સ્વીકાર કરવાની વાતો કરવામા આવે છે, તે છતાં ઇરાન, જા ઉમ્મર ખય્યામે પોતાની રૂબાઇયાતો લખી હતી તે આજે એ મેજી સામ્રાજ્યવાદને આધિન બન્યુ છે ધીમે ધીમે તેને જગતના સભ્ય રાષ્ટ્રોની હારોળમાથી ઉતરીને ગુનામગીરીના સ્થાનને સ્વીકારવા વિવશ થવુ પડયુ રશિયા અને જર્મનો વચ્ચે યુદ્ધ થવાના કારણે, ફ્રાન્સ અને ઇટલીમા શિથિલતા આવી જવાને લીધે ઇગ્લાડને ઇરાન ઉપર અધિકાર જમાવી હિંદુસ્તાનના ભૂમિમાર્ગ પર સ પૂર્ણ અને સુદ્રઢ અધિકાર જમાવવાનો અને પોતાની ચિરવચ્છિત ઇચ્છાઓને પૂર્ણ કરવાનો ઇશ્વર ત્ત અવસર મળ્યો અને તેના પરિણામ સ્વરૂપે જગતના સ્વત ત્ર દેશોની નામાવલીમાથી ઇરાનનુ નામ કપાઇ ગયુ '

# ચીન

## ચીનને અફીણી કોણે બનાવ્યું ?

મિસર અને ઈરાનની સ્થિતિ જાણ્યા પછી ચીન તરફ આપણે ઉડતી નજર દોડાવીશું યુરોપીયનોના પરીચય માત્રથી ચીનદેશને કેવી જાતના ફળો ભોગવવા પડયા તે સવિસ્તર ન કહેતા થોડાજ શબ્દોમા કહીશ

ચીનની સભ્યતા સબધમા માત્ર એટલુ જ કહેવુ બસ થશે કે ત્યાની સભ્યતા જગતમા સૌથી જુની છે અને હજી સુધી ટકી રહી છે એટલું તો સ્પષ્ટ છે કે ચીનનિવાસીઓ સરલ, શાંતિપ્રીય, સંતોષી, પરિશ્રમી અને પોતાના સમાજને અત્યંત ચાહનારા હોય છે કલાકૌશલ્યનો પ્રચાર ત્યા પૂર્ણરૂપે થયો છે દુનિઆમા સૌથી પહેલુ વર્તમાનપત્ર ચીને પ્રગટ કર્યુ, છાપખાનાનો આરંભ ચીનમાથી થયો અને દારૂખાનાની શોધ ચીન-

ઓએ કરી. ચીનનું ચિત્રકામ અને ત્યાંનું રેશમ હજી સુધી જગતપ્રિય છે. લલિતકલાઓને ત્યાં સમાજનું મુખ્ય અંગ માનવામાં આવે છે. કનફ્યૂસિયસ જેવો ધર્મજ્ઞાની ચીનમાં જ ઉત્પન્ન થયો. કનફ્યૂસિયસ અને બુધ્ધના અનુયાયીઓ હોવાના કારણે ચીનાઓનું જીવન સાદાઇ અને સરળતાભર્યું બન્યું છે. અત્યારે તો આપણે ચીનની પ્રાચીન સભ્યતા કે તેની સંસ્કારિતાના જીવંત નમૂનાઓ વાંચવા બદલ ઓગણીસમી સદીમાં યૂરોપીયનોએ ચીનદેશ સાથે જે વર્તન ચલાવ્યું અને પોતાની સભ્યતાનો જે પ્રકારે પરિચય કરાવ્યો તે જ તપાસીશું. જો કે ચીનના જુના ગજકર્તા—બાદશાહી ખાનદાન—મન્ચુ વિદેશી હતો, છતાંયે તેઓએ ચીનને અનેક ખરાબીઓમાથી બચાવવાના પ્રયત્નો કર્યાં હતા. એ વાત ખરી છે કે ચીનાઓમા અફીણ ખાવાની પ્રથા પ્રાચીનકાળથી ચાલી આવે છે, પરંતુ એ પ્રથા પૂર્ણરૂપે પ્રચારવાનું શ્રેય યૂરોપનિવાસીઓને જ ઘટે છે. જો યૂરોપીયનોની કૃપાદૃષ્ટિ ચીન ઉપર પડતે નહીં તો ચીનમાં અફીણનો ઉપયોગ ખૂબ વધી જતે નહીં.

## ચીન માટે હિંદે આપેલો ભોગ

**હિંદુસ્થાનમાં અફીણની** ઉપજ વધારે થાય છે. તેથી જ આ દેશમાંથી મોટા પ્રમાણમાં અફીણ ચીન ખાતે મોકલવામાં આવતું હતુ. ત્યારે ઇરાન અને તુર્કસ્તાન-

માંથી પણ અફીણ ચીન ખાતે જતું. બહારથી આવેલું અફીણ ચીનના પૈસાદારો પીતા, ત્યારે ગરીબ ચીનાઓ ચીનમાં ઉત્પન્ન થએલું અફીણ લેતા ઇ. સ ૧૭૭૩ પૂર્વે ચીન સાથે અફીણનો વેપાર હિંદના બીજા વેપારીઓ કરતા હતા. પરંતુ દરેક વેપારમાં પોતાના લાભો સર્વોપરી રાખવાની નીતિ ધરાવતી ઇસ્ટ ઇન્ડીયા કંપનીને એ વાત રૂચી નહી, અને પરિણામે એ કંપનીએ ચીન સાથે અફીણનો વેપાર કરવાનું પોતાના હાથમાં લીધું. જાહેરમાં જો કે તેઓ અફીણના વેપારની સખ્ત નિંદા કરતા હતા, છતાંયે આ નિન્દનીય વેપારનો તેઓએ ખૂબ લાભ લીધો

હલકો અને ધુણાજનક ઉપાય બાકી રહ્યો ન્હોતો જેનો ઉપયોગ અફીણના વેપાર માટે યૂરોપીયન વેપારીઓએ કર્યો નહીં હોય. ચીનાઇ સરકારે અંગ્રેજી સરકારને વારંવાર વિનંતિ કરી કે આ અન્યાયપૂર્ણ વેપાર અટકાવવામા આવે, પરંતુ એ વિનંતિઓ કોઇએ સાંભળી નહી. અફીણના અધિક પ્રચારને લીધે લોકોની માનસિક અને શારીરિક સ્થિતિ બગડવા લાગી. પણ યૂરોપનીવાસીઓને તેથી શું ? તેઓ ચીનાઇ કાયદાઓનો ભંગ કરતા રહ્યા. ઇ. સ ૧૮૩૬ માં ચીનના વિદેશમાંના દૂતે ઇંગ્લાંડ ઉપર એક પત્ર મોકલ્યો, અને તેમાં અંગ્રેજ વેપારીઓને આ અન્યાયપૂર્ણ વેપાર કરતા અટકાવવા વિનતિ કરવામા આવી. એ વિનતિનુ પણ કંઈ પરિણામ આવ્યું નહીં.

## હોંગકોંગ હડપ

ચીનાઈ સરકારના આવા અનેક પ્રયત્નો નિષ્ફળ જતાં છેવટે તેઓએ સખ્ત નિયમો ઘડયા. ચીનમા કોઇએ અફીણ લાવવું નહીં, અને લાવનારને સખ્ત શિક્ષા કરવામા આવશે. એવી જાહેરાત પણ કરવામા આવી. તે છતાયે અંગ્રેજ વેપારીઓએ ચીનના એ નિયમોનું ઉલ્લંઘન કરવા માંડયું. ચીનને પોતાના સ્વમાનની રક્ષા કરવા તેમજ પ્રજાને અફીણની આફતમાંથી ઉગારવાના હેતુથી એવા અંગ્રેજોને શિક્ષા કરવી પડી બસ થઇ ચુકયું. હવે શું જોઇતું હતું ! અંગ્રેજોને એક સારૂં કારણ મળી આવ્યું.

સભ્યતાના નામે તેઓએ ઇ સ ૧૮૪૦ મા ચીનાઈ શહેરો ઉપર ગોળા ફેંકવા માડયા અનેક નિરપરાધી ચીનાઓ માર્યા ગયા અને ચીનને નિર્બળ જોઇને તેની સાથે યુધ્ધની જાહેરાત પણ કર વામા આવી ચીન નિર્બળ હતુ, એ જ તેનો ગુન્હો હતો તેથી ચીને પોતાની હાર સ્વીકારી અને યૂરોપીય સભ્યતાના સરક્ષક સૈનિકોના હાથથી તેમને અકથનીય અત્યાચારો સહન કરવા પડયા લાચાર થઇને ચીનાઇ સરકારે ઇ સ ૧૮૪૨ મા નાનકીનમા અગ્રેજો સાથે સધી કરી એ સધી અનુસાર હાગકાગ ચીન પાસેથી લઇ લેવામા આવ્યુ અને લડાઇના બધા ખર્ચની જવાબદારી ચીનને માથે નાખવામા આવી આ યુધ્ધ દ્વારા અંગ્રેજી સરકારે ચીનાઓને સ્પષ્ટ રીતે બતાવી આપ્યુ કે અંગ્રેજ વેપારીઓના કુટિલ વેપારમા સહાય કરવા માટે ઇગ્લાડની અનત શકિત વિદ્યમાન છે તેથી ચીનને લાભ થાય કે હાની તેને અફીણ લેવુ જ પડશે એ સમયના ઈંગ્લા ડના વિદેશખાતાના સચિવ લોર્ડ પામરસ્ટને ચીનમાના અગ્રેજ પ્રતિનિધિઓને લખ્યુ કે, ચીનાઇ સરકાર સાથે એવો બદો-બસ્ત કરવો કે જેથી ચીનમા અફીણ લઇ જવુ ચીનાઇ સર કારના નિયમોને અનુકુળ થઇ પડે આ સુચના અનુસાર અગ્રેજ પ્રતિનિધિઓએ ચીનાઇ સરકારને સલાહ આપી કે ચીનમા અફીણ લાવવાની બધી રાખવા કરતા બહારથી આવતા અફીણ ઉપર વધુ કર નાખવો આ વધારાના કરથી ચીનની

સરકારની આવક વધશે અને અફીણનો ઝઘડો પણ હંમેશ માટે મટી જશે. અંગ્રેજોની આ સલાહ–સુચનાનો ચીનાઇ સરકારે અસ્વીકાર કર્યો. ચીનના બાદશાહે એ ભ્રમજાળમાં ન સપડાતાં સ્પષ્ટ ઉત્તર આપ્યો. એણે કહ્યું કે, *"હું ચીનમાં એ વિષને આવવાની બંધીને દૂર કરીશ નહીં. ખરાબ અને સ્વાર્થી લોકો પોતાના લાભ અને ઇન્દ્રિયજનિત સુખો માટે મારી આજ્ઞાનું ઉલ્લંઘન જરૂર કરશે, પરંતુ કોઇ પણ સ્થિતિમાં હું મારી પ્રજાના દુ:ખ અને દુર્ગુણોમાંથી આર્થિક લાભ લેવા તૈઆર નથી." નાનકિનની સંધી પછી અને ચીનાઈ નિયમોને લીધે ચીનમાં અફીણ લાવવાનું બંધ થયું હતું. પરંતુ અંગ્રેજોની સમજાવટ અને પ્રયત્નો પછી પણ જ્યારે ચીનાઇ સરકારે પોતાના નિયમો નહીં ફેરવ્યા ત્યારે ચીનાઇ સરકારને નિબળ જોઇને અંગ્રેજોએ ચીનમાં ઉઘાડેછોગે અફીણ મોકલવા માંડયું ચીનનો ટાપૂ જે નાનકિનની સંધી અનુસાર યૂરોપીયનોના હાથમાં આવ્યો હતો તે હવે અફીણના વેપારનું મુખ્ય મથક બન્યો હતો. એ વેપારીઓને હવે સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયો હતો કે

*"I cannot prevent the introduction of this poison. Gain-seeking and corrupt men will, for profit and sensuality, defeat wy wishes but nothing will induce me to derive revenue from the vice and misery of my people."

તેઓ ચીન સાથે ગમે તેવું વર્તન ચલાવશે તે છતાંયે અંગ્રેજી સરકાર એમને જરૂર મદદ કરશે હાંગકાંગના અંગ્રેજ અમલદારોએ પણ ચીનમા અફીણ લઇ જવાની પરવાનગી આપવા માડી અનેક નાના નાના વહાણ હમેશા તૈયાર રાખવામાં આવતા એ વહાણો મારફતે ચીનમા જબરદસ્તીથી અફીણ મોકલવામાં આવતું હતુ ઍરા નામના અંગ્રેજોના એક વહાણને ચીનાઇ અમલદારોએ પકડયુ, કારણ કે એ વહાણ મારફતે ચીનમા અફીણ મોકલવામા આવતું હતુ આ વહાણ પકડાતા અંગ્રેજોએ ફરીથી ચીનાઈ શહેરો ઉપર ગોળીઓ વર્ષાવવી શરૂ કરી ચીનની પ્રજાએ અંગ્રેજોના આ ઘોર અન્યાયપૂર્ણ કાર્યનો વિરોધ કર્યો, તેથી અંગ્રેજી સરકારે બીજી વેળા યુદ્ધની જાહેરાત કરી આ વખતે પણ ચીનને પાશવિક શક્તિ સામે માથુ નમાવવુ પડયુ, અને અંગ્રેજી સરકારને ચીણે સંધિ કરવાની વિનંતિ કરવી પડી ઇ સ ૧૮૫૮ મા બીજી સંધિ થઇ જે અનુસાર ચીનાઇ સરકારને ચીનમા અફીણ આવવા દેવાનુ સ્વીકારવું પડયું ! એવી રીતે સભ્ય યુરોપે અસભ્ય ચીનને અફીણ લેવા માટે લાચાર કર્યું આ યુદ્ધો સબંધમા ઉદારચરિત અંગ્રેજોના અભિપ્રાયો પણ ઉલ્લેખનીય છે * જ્યૉર્જ લીંચ કહે છેકે,

* 'Can any student of history, can any quiet observer find anything parallel to the execuse for our first aggression in the East such as that

"જે બહાનાઓથી પૂર્વમાં પોતાનો અધિકાર પહેલી વેળા વધારવામાં આવ્યો એથી વધુ ખરાબ બહાનાબાજીનું બીજું ઉદાહરણ કોઇ પણ ઇતિહાસના જાણકારને અથવા નિષ્પક્ષ વિચારકને મળી શકશે કે? એવું કરવા માટે જરૂર કોઇ સારા કારણની શોધ કરવી જોઇતી હતી. પશ્ચિમ જે હંમેશા

---

of opium war! Surely some better plea might have been found for getting in than this! The eternal sense of humour might at least have come to the rescue of the West. But of all pretexts, of all pleas, they selected for the completion of this grotesque history of introduction of opium for making their first war on the East."

Here was a drug which was unknown to the Chinese. They were utterly unacquainted with it. It was introduced by European traders from India and then because there was interference with its importation into the country, the Europeans made war.......They made war because some of the Chinese insisted that the Chinese should smoke this opium which sapped the vitality of the young men of the nation, that they should continue to develop the taste for this horrible soul sapping drug. George Lynch. "The war of the Civilisation" 219-20

એવી વાર્તા ઉત્પન્ન કર્યા કરે છે, તે આ વેળાએ પણ કોઇ
નવું કારણ શોધી કાઢતે પરંતુ આ વખતે તો અફીણનું પ્રચાર
જ બધા કારણોમા અને બધા વકત ચોમા સારૂં સમજવામા
આવ્યુ ચીનાઓ અફીણનો ઉપયોગ બીનકુલ જાણતા નહોતા
યૂરોપીયન વેપારીઓએ હિંદુસ્થાનમાથી અફીણ લાવી ચીનમા
તેનો પ્રચાર કર્યો જ્યારે ચીનાઓએ તેમ કરતા અટકાવ્યા
ત્યારે તેમની સાથે લડાઇ કરી યુધ્ધનુ કારણ એ હતું કે
અંગ્રેજ વેપારીઓ ઇચ્છતા હતા કે ચીનાઓએ અફીણ લેવુ
જોઇએ, પછી ગમે તો એથી તેમના યુવકોના સ્વાસ્થ્યનું નિક
દન કેમ ન થઇ જાય એટલુજ નહી એ લોકો એવું પણ
ઇચ્છતા હતા કે તેઓ આ બળનાશક વિષનો વેપાર હમેશ
માટે કરતા રહે' આ સબધમા સુપ્રસિધ્ધ સામ્યવાદી લેખક
મિ૦ હીન્ડમન કહે છે કે * "હજી સુધી એમ કહેવું એક ફેશન

---

* It is still the fashion to speak of European influence as benificial to Asia How far it has been so up to the present time, the most enthusiastic believer in the white man's burden, would find it exceedingly difficult to show Certainly nothing whatever has been done in China which can be regarded as the slightest make weight against the hideous mischief brought upon the people of that great Empire

છે કે એશિયા ઉપર યૂરોપનો પ્રભાવ લાભદાયક નિવડયો છે. એ કથનમાં કેટલું સત્ય છે તે 'ગોરાઓના ભાર સિધ્ધાન્ત.' (The prime plea white men's burden) નો સૌથી વધુ સમર્થક પણ અત્યંત મુશ્કેલીથી કહી શકશે. ચીનમાં થોડીક ભલાઇ પણ કરવામાં આવી હશે, પરંતુ એ ભલાઇ અફીણના પ્રચારની બુરાઈ સાથે તુલના કરતાં કંઇ વિસાતમાં નથી. એ અધમ વેપારનું ધ્યેય માત્ર રૂપીઆ કમાવવાનું હતું. અફીણ વેચનારા એ વાતને સારી રીતે જાણતા હતા કે એનું પીણું ચીન માટે કેટલું વિનાશક છે, એ પીવાની ટેવ ધીમે ધીમે શરીર અને મન બંનેનો નાશ કરી નાખે છે. અંગ્રેજ વેપારી, અંગ્રેજ મુડીપતિ તેમજ અંગ્રેજ રાજનીતિજ્ઞોને એ બાબતની કશી ચિંતા ન્હોતી. તેઓ થોડા ખર્ચે વધુ લાભ મેળવવામાં પોતાનું કર્તવ્ય સમજતા હતા."

---

by the opium traffic. The sole object of this nefarious trade was to make money. It was well known to its purveyors that opium smok ing was a curse to China in every possible way. That made no difference to English merchants, English capitalists, English politicians or [illegible] -ould be rea-
(Hyndman

## બાકસરનો વિપ્લવ.

વિદેશીઓના આવા અન્યાય યુક્ત કાર્યો જોઇ ચીનાઓ તેમને ઘૃણાની દ્રષ્ટિએ જોવા લાગ્યા. તેઓને એટલું સ્પષ્ટ સમજાવા લાગ્યુ કે મિસ્નરિઓના અહીં આવવાનુ કારણ માત્ર ધર્મપ્રચાર કરવાનુ નથી. યુરોપ નિવાસીઓની ધર્મહીનતાનું પ્રમાણ તેમને તેમના અત્યાચારો દ્વારા મળી ચુક્યું હતુ. તેઓ જાણી ગયા હતા કે ઇસુખ્રીસ્તના અનુયાયીઓમા જીવદયા માત્ર મૌખિક શબ્દ છે વ્યવહારમા તેઓ હંમેશા પરધન હરણને જ પોતાનું કર્તવ્ય સમજે છે જેમ જેમ ચીન ઉપર વિદેશીઓના અત્યાચારો વધતા ગયા, તેમ તેમ ચીનાઓની વિદેશીઓ પ્રત્યેની ઘૃણા વધતી ગઇ. એનું પ્રત્યક્ષ પ્રમાણ ઈ. સ ૧૮૯૯ અને ૧૯૦૦ ના બાકસરના વિપ્લવમા મળ્યુ. તેઓ પોતાના રાષ્ટ્રીય અપમાનને સહન કરી ન શક્યા, પરિણામે તેઓએ શાટુંગના પાદરીને મારી નાખ્યો તેઓના ક્રોધનુ મુખ્ય કારણ એ હતુ કે આ પાદરીએ તેમના ધર્મસ્થળ-મંદિરમાં જઇને તેમના જ ધર્મની નિંદા કરી હતી યૂરોપવાસીઓ એ ઘટનાનો બદલો લેવા ચળવળ ચલાવી રહ્યા હતા. ચીનાઓએ પણ નિશ્ચય કરી લીધો કે વિદેશીઓને પોતાના દેશમાથી હંમેશ માટે કાઢી મૂકવા ઈ. સ. ૧૮૯૯ મા સમસ્ત ચીની જનતા વિદેશીઓને હાકી કાઢવા તૈયાર થઇ બાકસરનો વિપ્લવ એ જ વિચારનુ પરિણામ હતુ. ચીન એક સ્વતંત્ર

રાષ્ટ્ર હતું, તેથી તેનો એ વિચાર અયોગ્ય હતો એમ કહી શકાય નહીં; કારણ કે દરેક રાષ્ટ્રને એવો અધિકાર છે કે તે પોતાના દેશમાં ગમે તેને રાખે અને ગમે તેને કાઢી મૂકે. યૂરોપવાળા-ઓએ પોતાના એવા અધિકારનો અનેક વેળા ઉપયોગ પણ કર્યો છે., અને હજી સુધી કરી રહ્યા છે. ચીનમાંથી વિદેશીઓને કાઢી મુકવા માટેની ચળવળ શરૂ થતાં જ યુરોપીયન શકિતઓએ એક થઇ ચીન વિરૂદ્ધ યુદ્ધની જાહેરાત કરી દીધી. આ યુદ્ધમાં યુરોપીયન સૈનિકોએ ચીનમાં કેવું વર્તન ચલાવ્યું એનું સંપૂર્ણ વર્ણન કરવું અસંભવિત છે.

## સાહિત્યવિનાશક કાર્ય

જર્મનોએ બેલ્જીયમ ઉપર જે અત્યાચારો કર્યા હતા, તેટલા કારણોને લીધે તેને અનેક ઉપાધીઓ આપવામાં આવી. એ જ અત્યાચારોને લીધે યુરોપવાળાઓ જર્મનોને પશુઓ કરતાં પણ પતિત કહે છે. લુવે (Louvain) સળગાવી મુકવાના સંબંધમાં પ્રેસબ્યુરો આ પ્રમાણે કહે છે. *

* In destroying the ancient town of Louvain the German troops have committed a crime for which there can be no atonement and humanity has suffered a loss which can never be repaired.

'પ્રાચીન શહેર લુવેંનો નાશ કરવામા જર્મનોએ એવુ મહાપાપ કર્યુ છે કે જેનુ પ્રાયશ્ચિત નથી, અને મનુષ્યજાતિને એથી જે નુકસાન થયુ છે તે કદિયે ભરપાઇ કરી શકાય તેમ નથી" એ સબંધમા મી૦ એસક્વીથનુ કથન ઉલ્લેખનીય છે તે કહે છે કે, × "ત્રીશ વર્ષના યુધ્ધ પછી લુવેંનુ દહન જ સભ્યતા વિરૂધ્ધનુ મહાપાપ છે" અગ્રેજ ઇતિહાસ લેખકો મુસલમાનો મારફતે હિંદુઓ ઉપર થએના અત્યાચારોની ગણના કરતી વેળાએ હિંદુ પુસ્તકાલયો વગેરે સળગાવી નાખવાના કાર્યને અક્ષમ્ય અપરાધ બતાવે છે પરંતુ ચીનને આ યુદ્ધમા યુરોપિયન રાષ્ટ્રોદ્વારા જે જે નુકસાનો ખમવા પડયાં તે એ બધા કરતા અનેક ગણા વધારે છે પેકિનની લૂટની સામે લુવેંની લૂંટ કંઇ વિસાતમા નથી આ સબધમા લડન ટાઇમ્સ પત્રના પ્રતિનિધિ જ્યોર્જ લિચનો અભિપ્રાય જાણવા જેવો છે એ પ્રતિનિધિ સૈનિકો સાથે જ હતો એણે પોતાની આંખે જોએલી ઘટનાનુ વર્ણન કર્યુ છે તે કહે છે કે, †

---

× The sack of Louvain is the greatest crime committed against civilisation since the Thirty Years War Asquith s speech

---

† Scant mercy had been shown them through out In civilised warfare there is generally some little respect shown for the priest and

"ચીનાઓ સાથે આદિથી અંત સુધી દયાભર્યું વર્તન નામ માત્ર માટે પણ ચલાવવામા આવ્યુ નહી સભ્યતાપૂર્ણ યુધ્ધમા વિજિત દેશોના પૂજાના સ્થાનો તેમજ તેમના ધર્મગુરૂઓનો કંઈ ને કંઈ વિચાર કરવામા આવે છે પરંતુ આ યુધ્ધમા એ વિષયનો વિચાર કરવામા આવ્યો નહી જે મન્દિરોમા દેવોની પૂજા થતી હતી તે મંદિરોમા ઘોડાઓ બાધવામા આવ્યા અને જો કયારે લલિતકળા સબંધની કોઈ હજારો વર્ષોની જુની વસ્તુ મળી

place of worship of the conquered people but here there was none whatever. Horses were *stabled in the temples and the art heirlooms* of thousands of years of nations life to be found therein were frequently mutilated and destroyed when they were not stolen In the street where I lived in Pekin for a whole week were to be seen day by day carts passing backward and forward laden with books which were being brought to be consumed in huge fire burning in a yard outside the palace wall Thousands of books were thus treated so that the whole street was littered with their fluttering leaves day after day this literary holocaust continued Hundreds of the books were written in the quaint characters which showed that they belonged to and were written by Lama priests

આવતી તો તે તોડી ફોડી નષ્ટ કરવામા આવતી અથવા ચોરી લેવામા આવતી પેકિનની જે ગલીમાં હુ રહેતો હતો ત્યાંથી મે એક અઠવાડિયા સુધી ગાડીઓમા ચારે તરફથી પુસ્તકો લાવતા જોયા એ પુસ્તકો રાજમહાલની સામેના મેદાનમા લાવી અગ્નિમા નાખવામા આવતા હજારો પુસ્તકોનો એવી રીતે નાશ કરવામા આવ્યો આખો રસ્તો ફાટેલા અને બળેલા પુસ્તકોના પાનાઓથી ભરાઇ ગયો હતો સાહિત્યવિનાશક આ કાર્ય કેટલાક દિવસો સુધી ચાલુ રહ્યુ એમાની કેટલીક ચોપડીઓ વિચિત્ર લિપિમા લખાએલી હતી સભવ છે કે એ ચોપડીઓ તિબેટના લામાઓએ લખી હશે અને ત્યાંથી જ

---

and were brought from there They were printed with those wooden blocks by which these barbarians practised the art of printing for centuries before the time of Caxton Many of them also were in manuscripts which must have meant years of labour and hand-painted pictures illustrating some of them were occasionally to be found They were all alike consigned to the same funeral pyre and thousands of volumes of unascertained but perhaps considerable value were lost to the world for ever

(George Lynch The War of Civilisation, 146-47)

લાવવામા આવી હશે અનેક પુસ્તકો લાકડાના તખ્તા મારફતે છાપવામા આવ્યા હતા. જેનો ઉપયોગ તે લોકો કેક્સ્ટનના ઘણા વર્ષો પૂર્વેથી કરતા આવ્યા હતા. ઘણાં પુસ્તકો હસ્તલિખિત પણ હતાં કેટલાક પુસ્તકો હાથથી ચેરાએલાં ચિત્રોવાળાં પણ હતાં. એ બધા પુસ્તકો બાળી નાખવામાં આવ્યાં. એવી રીતે હજારો અમૂલ્ય પુસ્તકોનો જગતમાંથી હંમેશ માટે નાશ કરવામા આવ્યો.

પુસ્તકો બાળી નાખવાના સંબંધમાં ઉદારચરિત હિન્ડમનનો અભિપ્રાય પણ જાણવા જેવો છે. એ કહે છે કે, × "આપ-

---

× It must be adm.tted that the conduct of thc allies during their advance and the looting which they permitted in Pekin and its neighbourhood, were wholly unworthy of the troops of civilised nations. Nothing done by the Germans in their attacks upon Belgium and France was worse than the savagery of the allied forces in their campaign against the Boxers in China. Their ravaging, sacking, plundering, turnings as well as their treatment of women fully justified all the charges brought against the whites as barbarians.

(Hyndman "The Awakening of Asia" 72).

ણુને એટલું તો જરૂર સ્વીકારવું પડશે કે મિત્રરાજ્યોના સૈનિકોનું તે વેળાનું આચરણ,—જ્યારે તેઓ પેકિન તરફ આગળ વધી રહ્યા હતા તેમજ પેકિનમાં લૂંટફાટ કરી રહ્યા હતા,—સભ્ય રાષ્ટ્રોના સૈનિકો માટે યોગ્ય નહોતું. જર્મનીએ બેલ્જીયમ તેમજ ફ્રાન્સમાં જે અત્યાચારો કર્યા તે કરતાં વધુ અત્યાચારો બાક્સરના વિપ્લવ સમયે મિત્રદળોએ ચીનમા કર્યા છે. તેમના ઉત્પાદો જેમકે લૂંટમાર કરવી, આગ લગાડવી, તેમજ સ્ત્રીઓ તરફ ખરાબ વર્તન ચલાવવું, એ બધા એવા પ્રકારના હતા કે તેઓની સભ્યતા સંબંધમાં ચીનવાળાઓ જે કે કહેતા હતા તે સાચા માનવા પડતા."

ઉપરના લેખકોના અભિપ્રાયો ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે કે, પાશ્ચાત્ય સભ્યતાને નામે ચીનવાળાઓને કેટલું દુઃખ સહન કરવું પડ્યું. એ યુધ્ધનું પરિણામ બધા પહેલાથીજ જાણતા હતા. આ વેળાએ પણ ચીનનો પરાજય થયો અને તેને સંધિ માટે ફરીથી વિનંતિ કરવી પડી.

આ સંધિમાં પણ ઇંગ્લાંડ, રશીયા અને જર્મનીને ચીનની ઘણી જમીન અને નુકસાનીના બદલા તરીકે ઘણા રૂપીયા મળ્યા. શરૂઆતમાં ચીનવાળાઓના હાથે પણ કેટલાક અન્યાયો થઈ ગયા હતા, પરંતુ આ વિદેશીઓના હાથે તેમને જે કે પ્રાયશ્ચિત ભોગવવું પડ્યું તે વ્યાજબી કરતાં ઘણું વધારે હતું.

લુઇસ ડિકિનસન ચીનવાળાઓના કાર્યને મનુષ્યપ્રકૃતિને અનુકુળ હોવાનું જણાવે છે. ચીન અને ઇગ્લાંડના પરસ્પર સંસર્ગથી બંને દેશોના વ્યવહારો ઉપર તેમણે યોગ્ય સમાલોચના કરી છે ચીનવાળાઓ તરફથી તેઓ અંગ્રેજોને, સંબોધી કહે છે કે, *

## ચીન સાથે યુધ્ધનાં કારણો

**ચીનમાં જ્યારે તમારા વેપારીઓ** વગર નોતરે આવ્યા હતા, ત્યારે અમોએ તેમનું સ્વાગત કર્યું પછી કદાચ અમે એ સ્વાગત ઉત્સાહપૂર્વક કર્યું નહીં હોય. પરંતુ એથી અમારી સહિષ્ણુતાનો પરિચય સહેલાઇથી મળી શકે છે. એ લોકો જ્યાં સુધી અમારા નિયમોનું પાલન કરતા રહ્યા ત્યાંસુધી અમોએ એવી શરતે તેમના કામમાં દખલગીરી કરી નહીં કે તેઓ અમારી સામાજીક અને રાજનૈતિક બાબદોમાં કોઇ પણ જાતનું પરિવર્તન કરવા માટે પ્રયત્ન નહીં કરે. તમારા દેશનિવાસીઓએ અમારી શરતોનો સ્વીકાર કર્યો, અને તેથી જ વચ્ચે અરસપરસ અણબનાવ થવા છતાંયે અમારા અને તેમની વચ્ચે કશોયે ભારે વિરોધ ઉભો થયો નહીં. અમારા અને તેમની વચ્ચેના ઝઘડાનો આરંભ આ ઘટનાના કારણે થાય છે જેનું સમર્થન તમો પોતે

* Lois Dickinsons letter fromTohn chinaman 57–62

પણ નહીં કરી શકો. તમારા વેપારીઓ અધિકાંશ અફીણનો વેપાર કરતા હતા. અમોને જણાયું કે અફીણ લીધે અમારી પ્રજાની માનસિક અને શારીરિક સ્થિતિનો નાશ થાય છે. તેથી અમોએ અફીણ આવતું અટકાવ્યું. પરંતુ તમારા વેપારીઓએ અમારા નિયમોનું પાલન ન કરતાં અફીણ લાવવું બંધ કર્યું નહીં. પરિણામ એ આવ્યું કે લાચારીથી અમારે એ નિયમનું પાલન કરવું પડયું, અને ભેગો કરવામાં આવેલો અફીણનો જથ્થો સળગાવી નાખવો પડયો. તમારી સરકારને આથી યુધ્ધ જાહેર કરવાનું કારણ મળી ગયું. અમારા રાજ્ય ઉપર તમે ચઢાઇ કરી દીધી અને અમારી પાસેથી તમે માત્ર નુકસાની જ ન લેતાં અમારો ટાપુ હાંગકાંગ પણ અમારી પાસેથી લઇ લીધો. શું એ શુભ આરંભ હતો કે? શું અમોને એ કાર્યમાંથી અંગ્રેજોની ન્યાયપ્રિયતા અને ઉચિત કાર્યકર્તા હોવાનું પ્રમાણ મળી શકતું હતું? કેટલાક વર્ષો પછી ઝંડાના અધિકારની રક્ષા કરવાને બહાને તમે અમારી સાથે ફરીથી લડાઈ કરી. જો કે આ સંબંધમાં અમારા મત મુજબ અમારો જરાયે ગુન્હો નહોતો. તમે આ ઝઘડાનો તમારી નવી માંગણી રજુ કરવાના બહાના તરીકે ઉપયોગ કર્યો. ફ્રાન્સની સહાયતાથી તમે અમારી રાજધાનીનો કબ્જો કરી લીધો અને અમને એવી શરતો સ્વીકારવા માટે લાચાર બનાવ્યા જે શરતો તમે કોઇપણ યુરોપીયન રાષ્ટ્ર સામે રજુ કરવાની હિંમત કરી ન શકો. અમે શકિતહીન હતા,

તેથી અમને તમારી શરતો સ્વીકારવી પડી. પરંતુ એથી તમે એમ માનો છો કે શું અમારા ન્યાયોચિત વિચારને ધક્કો નથી લાગ્યો ? એ પછી જ્યારે બીજા યુરોપિયન રાષ્ટ્રોએ અનેક બાહનાઓ બતાવીને અમારી જમીન પોતપોતાને કબજે કરી લીધી, ત્યારે શું અમને એથી દુઃખ પણ થયું નહીં હોય ? પછી ગમે તો તેમ કરતા અટકાવવા માટે અમે અસમર્થ કેમ ન હોઇએ ? એક ચીનાઇને જે ૬૦ વર્ષથી તમારા વર્તનના પ્રતિહાસને જુએ છે, તેને તમે પીંઢારા કરતાં કોઈ પણ રીતે સારા નથી દેખાતા."

પણ થયા હોય તો અમારા સ્વત્વોની રક્ષા કરતા થયા તમે એક પ્રાચીન તથા આત્માભિમાની સામ્રાજ્ય સામે જે શરતો રજુ કરી છે તે ઉપર વિચાર કરો અમો સદીઓ થયા સભ્યતામા બધા કરતા વધુ સભ્ય અમને સમજતા આવ્યા છીએ તમે અમને અમારા બંદરો ઉપર તમને વેપાર કરવા દેવા માટે વિવશ કર્યા, તમે અમને તે વસ્તુ લેવા માટે લાચાર બનાવ્યા જેના ઉપયોગથી અમારી પ્રજાનો નાશ થઇ રહ્યો છે તમે તમારા એ માણસો ઉપર જેઓ અહીં રહે છે–તેમના ઉપર અમારો નિયમ લાગુ પાડવા દીધો નહી તમે અમારો સમુદ્રતટસ્થ વેપાર તમારા હાથમા લઇ લીધો અને તમે દેશની અંદર વેપાર કરવાનો અધિકાર પણ માંગો છો જ્યારે જ્યારે તમારી માંગણીઓના નિવારણ માટે અમોએ પ્રયત્નો કર્યા ત્યારે ત્યારે તમે તેથી વધુ મોટી માગણી રજુ કરવા માડી એટલુ જ નહી પણ દરેક વખતે અમારી જમીન પણ તમે કબજે કરતા ગયા એ બધા ઉપર વધારે ખૂબીની વાત એ છે કે અમારી ઉપર અન્યાયો કરવા છતાયે તમે તમને સભ્ય અને અમને અસભ્ય સમજો છો તમે અમને તમારા મિશ્નરિઓને અમારે ત્યા આવવા દેવા માટે વિવશ કર્યાં જ્યારે તમારા પાદરીઓએ પોતાના અનુચિત જુસ્સામા આવી જઇને અમારા ધર્મની નિન્દા કરીને અમારી પ્રજાને ઉશ્કેરી, ત્યારે તમે તલવાર ખેંચી અમારા માથા ઉપર આવી પહોચ્યા ધર્મને નામે અનેક વેળા લડાઈ કરી તમે અમારી પાસેથી આર્થિક

લાભ લીધો, તેથી અમારી ખાત્રી થઇ ગઇ કે જ્યા જ્યાં ક્રોસ જાય છે ત્યા ત્યા તેની પાછળ પાછળ તમારી તલવાર પણ જાય છે તમે તમારા ધર્મનો એવોજ ઉપયોગ કર્યો કે એના નામે તમે જેની જમીન લેના ઇચ્છો તેના ઉપર ચઢાઈ કરો છો * થોડીજ પળ માટે વિચારશો કે અ ગ્રેજો સાથે એવુ વર્તન ચલાવવામા આવતે તો તેમના વિચાર કેવા થાત ? અમારી પ્રજા ઉપર અત્યાચારો કરવાનો તમે આરોપ મુકો છો પરંતુ એ ઇસુખ્રિસ્તના અનુયાયીઓ તમે તમારા સૈનિકો સંબંધે શુ કરો છો ? એનો ઉત્તર સમુદ્રતટથી લઇને પેકિન સુધીની ઉપજાઉ ભૂમિને પૂછો જે અત્યારે એક રેગિસ્તાનથીએ વધુ ખરાબ સ્થિતિમા પડી છે તે વધ કરવામા આવેના માણસો અને ભ્રષ્ટ કરવામા આવેની સતિ સ્ત્રીઓને જઈ પૂછો તે નિરપરાધ બાળકોને પૂછો જેમની એવી દશા કરવામા આવી જે ભાગ્યેજ કોઇ ગુનેહગારની કરવામા આવે છે વધુ તો શુ, તમારા ઇસુખ્રિસ્તને પૂછો જે મનુષ્યજાતિને પ્રેમની દૃષ્ટિથી જોતો હતો જેની સેવા કરવાની તમે વાતો કરો છો તે તમારા અને અમારા વચ્ચે ન્યાય કરશે અમારાથી વધુ ખરાબ કોણ છે ? અમે જેઓ નિરાશ

---

* લોર્ડ ઇ ચકેપે ચીન અને હિ દમા ખ્રિસ્તી ધર્મપ્રચાર નહી કરવા સ બધમા પોતાના જે વિચારો દર્શાવ્યા છે તે આગળ આપ્યા છે. લ્યુઇસ ડીકનસનનો અભિપ્રાય વાંચનારને લોર્ડ ઇ ચકેપનો અભિપ્રાય પણ ધ્યાનમા લેવા જેવો છે

થઇ પોતાના દેશની રક્ષા માટે વિપ્લવ કરવાને તૈઆર થઇ ગયા કે, તમે જેઓ એક અન્યાય પછી બીજા અન્યાય કરતા રહ્યા ?"

## ચીન અને હિંદમાં ખ્રિસ્તી ધર્મપ્રચાર

યુરોપ અને અમેરિકાનાં જુદાં જુદાં ઇસાઇ મિશનો જગતના લગભગ દરેક ભાગમાં પોતાના ધર્મનો પ્રચાર કરતાં રહે છે. આ મિશનના પાદરીઓએ પોતાના ધર્મપ્રચાર માટે અનેક વેળા પ્રાણ પણ ગુમાવ્યા છે. અસભ્ય અને અસંસ્કારી લેખાતા માનવ સમુદાયમાં આ પાદરીઓ ધર્મપ્રચારને બહાને જાય છે, અને તેમની પાછળ પાછળ એ દેશોના મુડીપતિઓ પોતાનો માલ ખપાવવા ફરતા રહે છે; અને પ્રસંગ મળતાં અસભ્ય અને અસંસ્કારી લેખાતી પ્રજાના સ્વામીઓ તરીકે તેઓ વર્તવા લાગે છે. અનેક દેશો આવી રીતે તેઓએ પોતાના સામ્રાજ્યમાં શામીલ કરી દીધા છે.

પરંતુ જ્યારે આ પાદરીઓનો સંસર્ગ જગતની સભ્ય લેખાતી પ્રજા સાથે થાય છે, ત્યારે મામલો બગડે છે. જે પ્રજા પોતાની સંસ્કૃતિ માટે ગર્વ લેતી હોય, જે પ્રજા પોતાની સભ્યતાને પ્રાચીન ગણતી હોય તે પ્રજાને સભ્ય બનાવવાના અને તેમની વચ્ચે ધર્મપ્રચાર કરવાના પ્રયત્નો થાય છે ત્યારે આ પાદરીઓ સાથે ટક્કર જાગે છે. જે પ્રજા પોતાને ધર્મવાન સમજે છે તેઓ વચ્ચે જ્યારે પાદરી આવે છે ત્યારે અથડાનું ઘર ઉભું

થાય છે. પાદરીઓ પોતાના ધર્મનો પ્રચાર કરતા અન્ય ધર્મોની નીંદા કરે છે, અને તેવાં સાહિત્યો રજુ કરે છે ત્યારે તે દેશની પ્રજા તેમની સામે પોતાનો રોષ પ્રગટ કરવા તૈયાર થાય છે. ચીનમાં પાદરીઓનાં એવાં વર્તન સામે જે સંકટો ઉભાં થયાં તે જોતાં યુરોપનાં અનેક જાહેર પુરૂષોએ પોતાના એ સંબંધેના અભિપ્રાયો પ્રગટ કર્યા. ૧૯૨૭ માં લોર્ડ ઇંચકેપે પોતાના એક ભાષણમાં કહેતાં જણાવ્યું હતું કે, "મેં મારા જીવનના અનેક વર્ષો પૂર્વમાં વિતાડયાં છે. થોડા વખત સુધી હું ચીનમાં પણ રહ્યો છું જો કે મારૂં ભાષણ સાંભળનારાઓમાંના કેટલાક મને નાસ્તિક સમજવા લાગશે, તોયે મને વિશ્વાસ છે કે આજે ચીનમાં આપણી વિરૂદ્ધ જે સ્થિતિ ઉત્પન્ન થઇ ગઇ છે તેના મૂખ્ય કારણ આપણે જ છીએ. કારણ કે આપણે જ પાદરીઓને ત્યાં મોકલીને બૌધ્ધોને ખ્રિસ્તી બનાવવાનો ઉપક્રમ કર્યો છે.

અસભ્ય પ્રજાઓમાં મિશનરીઓના પ્રયત્નો ન્યાયપૂર્ણ લેખાવી શકાય છે, અને વાસ્તવિક રીતે એ ન્યાયપૂર્ણ પણ છે, પરંતુ તે બૌધ્ધ ધર્મને નિર્મૂલ કરવાનો પ્રયત્ન કરવો, જેને ચીનાઓ એટલો જ પવિત્ર સમજે છે જેટલો આપણે ઇસાઇ ધર્મને. એ ખરેખર દુઃખની વાત છે. મારા અભિપ્રાય પ્રમાણે એવા પ્રયત્નો સારાં ફળ લાવવાને બદલે માઠાં ફળ વધુ લાવે છે. હું તેમને એક પાઈની મદદ કરવાનો નથી......મારો અભિપ્રાય છે કે જેમ બને તેમ ઉતાવળે આપણા સમજુ વર્ગ

ચીન અને હિંદુસ્થાનમાં પોતાના ઇસાઇધર્મની ચઢાઇને પડતી મુકવી જોઇએ. એ જ હિતાવહ છે."

લોર્ડ ઇંચકેપની યુરોપીયનોને ઉપરની સલાહ આપવાનાં ગમે તે કારણો હશે, પરંતુ એથી એટલું તો સિધ્ધ થાય છે કે ચીન અને હિંદ અસભ્ય નથી, તેઓ વચ્ચે ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરવાની કશીયે જરૂર નથી. ચીન સાથે એક જંગી લડાઇ ઇંગ્લાંડને આ પાદરીઓના પ્રતાપે લડવી પડી હતી, અને ચીનની સંસ્કૃત પ્રજાના સ્વાતંત્ર્ય પર તરાપ મારવાની એથી સરળતા સાંપડી હતી.

"જ્યારે તેઓ ઉપકાર કરે છે"



જગતમાં શાંતિ સ્થાપવા માટે?

# હિંદ

## હિંદની પ્રાચીન સભ્યતા

**હિંદ સૌથી પ્રાચીન** સભ્ય દેશ છે જ્યારે જગત પરના યુરોપીયનો નગ્નાવસ્થામા ફરતા હતા, જ્યારે તેઓ સભ્યતાથી સાવ અપરિચિત હતા ત્યારે હિં જગતના ચારે ખૂણે પોતાની સભ્યતા, મહત્તા અને સસ્કારિતાના તેજસ્વી કીરણો પથગાવી રહ્યુ હતુ. ધર્મના મહાન જ્ઞાનીઓ–સર્જકો હિંદમા થયા સમાજવ્યવસ્થાના સિધ્ધાંતો સ્થાપનારા અને

માનવજીવનને વ્યવસ્થિત કરનારા મહાપુરુષો હિંદમાં જન્મ્યા. તત્વજ્ઞાન, જ્યોતિષ વિદ્યા અને બીજી અનેક વિદ્યાઓ હિંદમાં એની સંપૂર્ણ ઉન્નતિએ પહોંચી હતી. સમાજશાસ્ત્ર, રાજકારણ, અર્થશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર એ બધા વિષયો ઉપર સેંકડો મહાગ્રંથો આ દેશમાં પ્રાચીનકાળમાં જ લખાયા હતા. લલિતકલા હુન્નરકલામાં પણ હિંદ બીજા દેશોની સરખામણીમાં ઉતરે તેમ નહોતુ. હિંદની હાથકારીગરીની અનેક સર્વોત્તમ બનાવટોની પ્રશંસા જગતના દરેક ભાગમાં થતી. વેપારવણજ અને વહાણવટાની દષ્ટિએ હિંદ પ્રાચીન કાળમાં સર્વોપરિ લેખાતું. ઢાકાના મલમલની પરદેશનાં બજારોમાં લેવાલી થતી. માટીનાં વાસણો અને માટીનાં બીજાં સાહિત્યો સૌ કોઈ વખાણતાં. શિલ્પ અને સ્થાપત્યની કલાએ હિંદમા ખૂબજ વિકાસ સાધ્યો હતો. યંત્રોના અવિષ્કાર પૂર્વે દુનિઆની અજાયબીઓમાં પોતાનું નીરાળું સ્થાન મેળવનાર સેંકડો ગુફાઓ હિંદની પ્રાચીન સભ્યતાની સાક્ષી આજે પણ પૂરે છે. ઉંચા ગીરિશિખરો ઉપર બંધાએલાં દેવાલયોનાં એકેએક અણુમાંથી ભારતની સભ્યતા, સમૃદ્ધિ, કલાકુશળતા વ્યકત થાય છે. અશોકનો લોહસ્થંભ, કુતુબમીનાર, તાજમહાલ, આગ્રા અને દિલ્હીના કીલ્લા, ઇલોરાની ગુફાઓ હિંદની સભ્યતાની સાક્ષી પુરતા અસ્તિત્વ ભોગવે છે. એ હિંદનાં માણસોને જંગલી, અસભ્ય કે અસંસ્કારી ગણવા અને ગણાવવામાં સ્વાર્થસાધુ પરદેશીઓ અચકાતા નથી. એ અસભ્ય હિંદને

સભ્ય બનાવવા માટે પરદેશીઓનાં ટોળેટોળાં અનેક વેળા હિંદમાં ઉતરી પડયાં.

યુરોપીય સભ્યતા એટલે શું? એક દેશમાં પ્રથમ પાદરીએ ખ્રિસ્તીધર્મના પ્રચારને નામે પ્રવેશ કરવો, તેની પાછળ પાછળ વેપારીએ પોતાના માલ સાથે એ દેશમાં દાખલ થવું. પરદેશી પાદરીઓ અને પરદેશી વેપારીઓ તે તે દેશના મૂળવતનીઓ સાથે અથડામણમાં આવતાં તેઓનાં સંરક્ષણ માટે બંદૂકધારી સૈનિકે હાજરી આપવી. આમ વેપાર કરવાના હેતુસર એક દેશમાં દાખલ થઇ તેના ઉપર સ્વામીત્વનો સીકકો જમાવવો શું એનું જ નામ યુરોપીય સભ્યતા છે?

## દિલ્હીપતિ કેદી બને છે

એક મોગલ શહેનશાહના દરબારમાં હાજરી આપતો યુરોપીય વાંકો વળી શહેનશાહને નજરાણું ધરે છે, અને વિનંતિ કરીને હિંદમાં વેપાર કરવા દેવાની રજા માગે છે. એ મુગલ બાદશાહ યુરોપીય વેપારીને વેપાર કરવાની પરવાનગી આપે છે. એક દિવસે ઉપરનું ચિત્ર ઇતિહાસમાં અંકાય છે. બીજા દિવસે ઇતિહાસમાં બીજાં ચિત્રની રેખાઓ પડે છે. જે મુગલ શહેનશાહે યુરોપીય વેપારીઓને હિંદમાં વેપાર કરવાની પરવાનગી આપી હતી, તેનાજ વંશજ હિંદના છેલ્લા મોગલ શહેનશાહ બહાદુરશાહ ઝફર પોતાના કુટુંબીઓ સાથે

હુમાયુના મકબરા પાસે કેપ્ટન હડસનના હાથમાં કેદ થાય છે. સ્વાધિન દિલ્હીપતિ વેપાર કરનારી ઈસ્ટ ઈન્ડીયા કંપનીના સૈનિકોને આધિન કેદી બને છે. એ વૃદ્ધ શહેનશાહ ઉપર મુકદ્દમો ચલાવવામાં આવે છે, અને તેને જીંદગી સુધીના કેદખાનાની સજા સંભળાવી રંગુન મોકલી દેવામાં આવે છે. એક વખતનો હિંદનો મુગલ સમ્રાટ રંગુનના કેદખાનામાં પોતાની બેગમ ઝીનતમહેલ સાથે જીવનના અંતિમ દિવસો વિતાડે છે. એ કેદખાનામાં છેલ્લા મોગલ શહેનશાહને કેવી સ્થિતિમાં રાખવામાં આવ્યો હતો તેનું વર્ણન ઈંગ્લાંડની પાર્લામેંટના એક સભ્યે સેન્ટ જેમ્સ પેલેસની જાહેર સભામાં ૧૧ મી મે ૧૮૫૭ ના દિવસે આ પ્રમાણે કર્યું હતું.

"હું એ અશક્ત ને વૃધ્ધ બાદશાહને મળ્યો છું. પણ તેના રાજમહેલમાં નહીં. એક સડી ગએલી ગંધાતી કોટડીમાં તે બીસ્તરા ઉપર પડયો હતો, તેની પાસે ઓઢવા માટે એક જુની પુરાણી ફાટેલી ગોદડી સિવાય કંઈ હતું નહિં. મેં તેને જોયો ત્યારે તેના ભૂતકાળના જીવનપ્રસંગો તેના મનમાં ઘોળાતા હોય એમ મને લાગ્યું. બહુ મુશ્કેલીથી તે બેઠો થયો, અને તેણે પોતાનો એક હાથ મને બતાવ્યો. એ હાથ રોગથી ખવાઇ ગએલો હતો, અને તેના ઉપર માખીઓ બણબણતી હતી. અત્યંત કરૂણ સ્વરથી તેણે મને કહ્યું કે, "મને કંઈ ખાવા મળતું નથી." આપણે જે વર્તણુંક તેના તરફ ચલાવીએ છીએ તે

વીષે હું કંઈ મત આપતો નથી, પણ માત્ર એક સવાલ પુછું છું કે આવી રીતે એક વખતના સુખી બાદશાહ પ્રત્યે વર્તણુંક ચલાવવી તે આપણને છાજે તેવું છે?"*

## હિંદને પાશ્ચાત્ય કેળવણી શા માટે અપાય છે?

હિંદને સભ્ય બનાવવાના શુભ ઉદ્દેશને ગ્રહણ કરનારાઓ પોતાને હિંદના શાસક બનવાની જરૂર સમજે છે. આવી રીતે અસભ્ય લેખાતું હિંદ સભ્ય યુરોપીયનોના સંસર્ગના પરિણામે પોતાની સ્વાધિનતા ખોઇ બેઠું. હિંદીઓ અભણ છે, જંગલી છે, અસભ્ય છે વગેરે કહી તેમને પાશ્ચાત્ય કેળવણી આપવાનો ઉપકાર કરવામાં આવ્યો છે એ ઉપકાર પાછળ કેવી ભાવના રહેલી છે તે લોર્ડ મેકોલેના જ શબ્દોમાં સાંભળવા જેવી છે. લોર્ડ મેકોલે જેઓ હિંદને પાશ્ચાત્ય કેળવણી આપવા દબાણ કરનારાઓમાં મુખ્ય હતા તેઓ સ્વયં કહે છે કે, "આપણને હિંદીઓને પાશ્ચાત્ય કેળવણી આપવાનાં વિશેષ કારણો એ છે કે હિંદ પર આપણું શાસન ચલાવવામાં નીચા દરજ્જાની નોકરીઓ માટે—જો યુરોપના કેળવાએલાઓને રોકવામાં આવે તો તે આર્થિક દષ્ટિએ મોંઘા પડે, માટે—દેશીઓને પાશ્ચાત્ય કેળવણી આપવી જોઇએ, અને તેઓમાંથી હિંદમાંના આપણાં શાસનમાંની

---

* આ જ લેખકનાં દિલ્હીના મુગલ સમ્રાટ, બહાદુરશાહ ઝફરનાં પુસ્તકમાંથી.

નીચા દરજ્જાની જગ્યાઓ પૂરવી જોઇએ. હિંદી કેળવાએલાઓ આમ સસ્તા પડશે, એટલુંજ નહીં પણ સરકારી નોકરી મળતાં તેઓ આપણા તરફ વધુ વફાદારી બતાવશે" કેળવણી જેવી પવિત્ર વસ્તુ પાછળ આવો હેતુ હોવાનું ગોઠવેલું મંતવ્ય આશ્ચર્ય ઉપજાવનારૂં નથી, પરંતુ યુરોપીય સભ્યતાની શ્રેષ્ઠતા પ્રદર્શિત કરનારૂં છે. એવી જ રીતે અસભ્ય અને જંગલી ગણાતા હિંદમાં એવો ખ્યાલ ઉત્પન્ન કરવામાં આવ્યો છે કે યુરોપીય સભ્યતાએ રેલ્વે, ટ્રામ, ટેલીફોન, મોટર, પ્લેન, નહેરો અને બીજા અનેક યંત્રો દ્વારા ઉપકાર કર્યો છે આ ઉપકારની પાછળ યુરોપીય વેપાર વહેવારની તેમજ રાજ ચલાવવાની સરળતાનો–સુગમતાનો વિચાર છૂપો રાખી શકાય છે કે ?

## સંસ્કૃતિ ને સભ્યતાનું યુદ્ધ

અંગ્રેજી કેળવણીનો હિંદમાં પ્રચાર કરવાનો હેતુ હિંદની પ્રાચીન સભ્યતા ઉપર આઘાત કરવાનો છે. તલવારના તેમજ યુક્તિના બળે મેળવેલા દેશની સંસ્કૃતિનો વિધ્વંશ કરવામાં વિજેતાઓની સલામતીનો અને શાસનની સફળતાનો આધાર રહેલો છે આ હકીકતને આયર્લેંડના સ્વ સેનાપતિ માઈકલ કોલીન્સ ટેકો આપે છે. આયર્લેંડ ઉપર અંગ્રેજી શાસન કાયમ રાખવા માટે ત્યાં જે જાતની કેળવણીનો પ્રચાર કરવામાં આવ્યો, જે સભ્યતાનો પરિચય કરાવવામાં

આવ્યો તે આયર્લેંડની સંસ્કૃતિને નિર્બળ બનાવવા મથતો હતો આયર્લેંડમાં અંગ્રેજી શિક્ષણ વધતું જોઈને આયરીશોએ ગેલીક લીગની સ્થાપના કરી, અને માતૃભાષાની રક્ષા માટે અનેક ઉત્કટ પ્રયત્નો કર્યા

આયર્લેંડના સેનાપતિ માઇકલ કોલીન્સ કહે છે કે× "અને અમને શીખામણ મળી! અમે અમારું સ્વાતંત્ર્ય ભૂલ્યા અમે અમારી ભાષા ભૂલ્યા, અમે અમારા દેશી આયરીશ રીતરીવાજો

---

×And we learnt our lesson We forgot our freedom, we forgot our language, we forgot our own native Irish ways, we forgot our Irish love and veneration for things of mind and character, our pride in learning in the arts for which we had been famous, in military skill and in all which had been our glory from the past We became the degraded and feeble imitators of our tyrants English fashions, English material tastes and customs were introduced by the land lord class and they came to be associated in the minds of our people with gentility The out ward sign of a rise in the social scale became the extent to which we cast off everything which distinguished us as Irish and the success with which we imitated the enemy who despised us.

ભૂલ્યા, મન અને શીલ સંબંધી વસ્તુને માટે પ્રેમ અને પૂજ્યભાવ ભૂલ્યા. અમારું વિદ્યાભિમાન ગયું, કલારસિકતા ગઈ, લશ્કરી કૌશલ્ય ગયું, અમારી શારીરિક શક્તિનો હ્રાસ થયો. ભૂતકાળથી જે અમારો વૈભવ હતો તે પ્રત્યેનો અમારો આદર જતો રહ્યો. અમે દુશ્મી સરકારના નબળાં અને અધમ અનુકરણ કરનારાઓ બન્યા. અમારા જમીનદારો અને ધનિક વર્ગોએ ઇંગ્લીશ ફેશન, ઈંગ્લીશ રિવાજો અને ઇંગ્લીશ રૂચિઓ સ્વીકારી અને સ્વાભાવિક રીતે જ અમારા લોકો તેને સભ્યતાનો આદર્શ માનવા લાગ્યા. જેટલા પ્રમાણમાં માણસ પોતાનું વિશિષ્ટ આયરિશપણું છોડી દે અને અમને તરછોડનારા અમારા શત્રુઓનું આબેહુબ અનુકરણ કરે તેટલા પ્રમાણમાં તેનો સામાજિક દરજ્જો ઉંચો લેખાયો."

## આયર્લેંડ અને હિંદ

વીસમીસદીના પ્રારંભ સુધી હિંદુસ્થાનમાં પણ જે સ્થિતિ થઇ તેનું વર્ણન ઉપરના માઇકેલના શબ્દોમાં જ કરી શકાય. પરદેશી સંસ્થા તરફથી હિંદી સંસ્કૃતિની શ્રેષ્ઠતા ઉપર જો આઘાત થયા જ કરતે તો આજ કરતાં વધુ અધોગતિએ હિંદ પહોંચ્યું હોત. આયર્લેંડને એવી અધોગતિમાંથી ઉગારી લેનારા અનેક ભડવીરો જાગ્યા જેમાં આઇરીશ ભાષા અને સંસ્કૃતિની રક્ષા કરવાનું મહદ્કાર્ય આર્થર ગ્રીફીથે ઇ. સ. ૧૮૯૩

થી શરૂ કરી દીધું. આયરીશ રાષ્ટ્રવીર મેકસ્વીની અને તેના સાથીઓએ એક ખાનગી મંડળની સ્થાપના પણ કરી તેના દરેક સભાસદને પ્રતિજ્ઞા લેવી પડતી કે ગમે તે થાય તો પણ હું માતૃભાષામાં જ વ્યવહાર કરીશ. આ પ્રતિજ્ઞાનાં ચિન્હ તરીકે તે પોતાની આંગળીએ વીંટી પહેરતો અને ભૂલથી પણ જો અંગ્રેજી શબ્દ મોઢામાંથી નિકળી પડે તો તે દંડ આપતો આવી રીતે ઘણા વર્ષો સુધી આયરીશ તરૂણોએ માતૃભાષાની ભકિતયુકત ઉપાસના કરી અને તે પછી રાષ્ટ્રનો ઉધ્ધાર કરવામાં તેમને ઘણી સરળતા સાંપડી.

આયર્લેંડ જેમ પોતાની પ્રાચીન સભ્યતાનો હ્રાસ થતું જોઈ શક્યું તેમ હિંદ પણ વીસમીસદીના આરંભમા પોતાની સ્થિતિ પામી ગયું.

'સંસ્કૃતિનું શ્રેષ્ઠત્વ' શિર્ષક નીચેના લેખમા રા. રામચંદ્ર બળવંત આઠવલે લખે છે કે, " પોતાની પ્રેકટીસ વધે તેટલા માટે યુરોપિયન લોકોની સાથે મિત્રાચારી બતાવનારા અને આચારવિચારમા તેમનું અનુકરણ કરનારા વકીલો અને ડોકટરો, તેમજ પોતાની કંપની લોકોને યુરોપિયન લાગવાથી તેની કમાણી વધારે થાય તે માટે તેનું હિંદી નામ છોડી નાખી યુરોપિયન નામ જેવું બતાવનારા ધંધાનારીઓ પણ અહિ ઘણા છે...... પણ ગામડાના લોકોની મનોવૃત્તિ અને ધર્મભાવના આટલા શિથિલ નહોતા. તેથી સ્વદેશનું રાજકીય સ્વાતંત્ર્ય નષ્ટ થતી

વખતે જો કે તેઓ ઉદાસિન રહ્યા હતા તો પણ સુધારકોને કમ જોમાં લઇને પરસંસ્કૃતિ જ્યારે ગામડાઓ ઉપર હુમલો કરવા આવી ત્યારે તેઓ સફાળા ઝબકી ઉઠયા અને જાણે પોતાના જીવ ઉપર સંકટ આવી પડયું હોય એવી તીવ્ર ભાવનાથી તેઓ આત્માયિત સુશિક્ષિતોની સામે ઉભા થયા થોડાક દિવસની અંદરે સુધારક અને જુના મતના એવા બે પક્ષો થયા આ પક્ષોનો ખરો અર્થ તે વખતે તો એવો હતો કે એક પક્ષ પરસંસ્કૃતિનો પૂરેપૂરો સ્વીકાર કરનારો હતો, અને બીજો પોતાની સંસ્કૃતિનું સંરક્ષણ કરનારો હતો સંસ્કૃતિનું સંસ્કરણ અનિવાર્ય હોવું જોઈએ પણ તે સંસ્કૃતિના વૈશિષ્ટયને કાયમ રાખીને. પણ તે વખતના સુધારકો રાષ્ટ્રના પ્રકૃતિધર્મ તરફ વિલક્ષણ બેદરકારી બતાવીને તેની પ્રકૃતિને ન ફાવે એવો પરસંસ્કૃતિનો 'ડોઝ' આપવા લાગ્યા તેથી આખરે આ રાષ્ટ્રરોગ ચિકિત્સકોને Pray, prescribe to your enemies (ભાઈસાહેબ, તમારી દવા તમારા દુશ્મનોને આપો) એમ લોકોને કહેવાનો વારો આવ્યો સ્વસંસ્કૃતિને ખુલ્લી હવા મળવા સારૂ જનતાનો આત્મા તડફડતો હતો અને આ સુધારક બહાદુરો તેને પરકીય સંસ્કૃતિના ઉષ્ણગૃહ (Hot house) માં પુરી નાખવા ધારતા હતા જનતાની આ કફોડી સ્થિતિ જોઇને અને તેની કરુણ ચીસ સાભળીને આ અણીને વખતે તેને યોગ્ય દવા આપનારા કેટલાક હોંશીયાર રાષ્ટ્રધનવંતરી બહાર આવ્યા તેમાથી મુખ્ય બંગાળમાથી સ્વામી વિવેકાનંદ રાજારામમોહનરાય, પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર,

પંજાબમાંથી સ્વામી દયાનંદ અને મહારાષ્ટ્રમાંથી ચિપળુણકર શાસ્ત્રી અને લોકમાન્ય બાળ ગંગાધર તિલક હતા.

## લોર્ડ મેકોલેનો પિતાને પત્ર

હિંદમાં અપાતી પાશ્ચાત્ય કેળવણી સબંધમાં- એ કેળવણી પ્રચારવાનો આરંભ કરાવનાર લોર્ડ મેકોલે પોતાના પિતાને એક પત્ર લખતાં તેમાં જણાવે છે કે, "અંગ્રેજી નિશાળો ઉઘાડી છે. એમાં ઘણા વિદ્યાર્થીઓ આવવા લાગ્યા છે. અંગ્રેજી સાહિત્ય તેમજ સંસ્કૃતિ પ્રત્યે તેમનો આદર વધતો જાય છે. આવો જ ક્રમ જો પચ્ચીસેક વર્ષ ચાલે તો ધાર્યા પ્રમાણે અમારૂં કામ સફળ થશે."

ધાર્યા પ્રમાણે અમારૂં કામ કર્યું તે આ લેખના વાચકો સમજી શકયા હશે. પણ મેકોલે સાહેબે ધાર્યો હતો તેના કરતા અનેક ગણો વધારે પરસંસ્કૃતિનો હુમલો થયો. શ્રી. રા. બ આઠવલે 'સંસ્કૃતિનું શ્રેષ્ઠત્વ'માં એ હુમલાનું વર્ણન કરતા લખે છે કે, "નિશાળમાં અંગ્રેજ લેખકોએ અંગ્રેજી દૃષ્ટિએ લખેલાં પુસ્તકો વાચીને અમારા સુશિક્ષિત કહેવાતા નવજુવાનોનું મગજ ચસી ગયું. હિંદી એટલું જંગલી અને અંગ્રેજી એટલું દૈવી અને આદરણીય, એમ તે વખતના સુશિક્ષિતો માનવા લાગ્યા અંગ્રેજી ભાષા અંગ્રેજી ઉચ્ચારના ઢબથી બોલવામાં, અંગ્રેજી પોશાક છેક અંગ્રેજની પદ્ધતિથી પહેરવામાં, અંગ્રેજી શિષ્ટાચાર

રીતભાતનું મર્કટાનુકરણ (apish imitation) કરવામાં સુશિક્ષિતો પોતાને ધન્ય માનવા લાગ્યા. અત્યાર સુધી માત્ર અંગ્રેજ લેખકો જ હિંદ સંસ્કૃતિહીન છે, તમારામાં ઇતિહાસ નથી, તમારા શિવાજી જેવા શૂરવીર કહેવાતા લોકો માત્ર લુંટારા હતા, અમે જો અહિં ન આવત તો તમે અંદર અંદર લડીને ક્યારનાએ મરી ગયા હોત, તમે સ્વરાજ્યને પાત્ર નથી. એવા એવાં લખાણો લખતા, પણ હવે પછી તો (મેકોલે સાહેબની કૃપાથી) અમારા સુશિક્ષિતો પણ તેમની ટાપશી પૂરવા લાગ્યા. એમાથી એક ઉંચ પદ્વિધરે અંગ્રેજી રાજ્ય અમારા ઉપર ઇશ્વરના અનુગ્રહથી આવ્યું છે એમ જાહેર કર્યું. બીજાએ આંગ્લસમાજ પદ્ધતિનું પૂરેપૂરું અનુકરણ આપણે ન કરીએ તો આપણો વિનાશ નિશ્ચિત છે એવો અભિપ્રાય દર્શાવ્યો, ત્રીજાએ આંગ્લસાહિત્ય અને શાસ્ત્રનું અધ્યયન કરવાથી જ આપણા દેશનો ઉદ્ધાર છે એવો પોતાનો મત ગંભીરતાથી પ્રતિપાદન કર્યો. ચોથાએ હવે ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યા વીના હિંદની ઉન્નતિ સંભવીત નથી, એવો દેશહિતનો ઉપાય સુચવ્યો. ટુંકામાં ભાષા, આચાર, વેશ, સમાજ અને ધર્મ એવી દરેક બાબતની અંદર પરસંસ્કૃતિની આપણા સુશિક્ષીતોના મન પર ઉંડી અસર થવા પામી સ્વસંસ્કૃતિનો હ્રાસ અને તેની સાથે રાષ્ટ્રનો અધઃપાત નજીક આવવા માંડ્યો.'

જેમ હિંદમાં બન્યું તેમ આયર્લંડમાં પણ થયું. આયરિશ સ્વરાજ્યના સેનાપતિ માઇકેલ કોલીન્સ સંસ્કૃતિના યુધ્ધનું

વર્ણન આ પ્રમાણે કરે છે * "અમારી આયરીશ સંસ્કૃતિને નાબુદ કરવાનો એમનો ઇરાદો હતો જે વસ્તુથી અમને અમારા ભૂતનુ સ્મરણ થાય, જે વસ્તુથી અમે આયરિશ દ્દષ્ટિબિંદુથી જોઈ શકીએ અને અમે અંગ્રેજોથી ભિન્ન છીએ એવો ખ્યાલ પોષી શકીએ, અને જે જે વસ્તુથી અમારી 'ગેલીક' સંસ્કૃતિ, 'ગેલીક' રાષ્ટ્રીયત્વ, સ્વાતંત્ર્ય અને વૈભવની સ્મૃતિ મનમા જાગૃત રહે તે તે બધી વસ્તુઓ નષ્ટ કરવાનો સરમરનો સંકલ્પ હતો

## હિંદનાં સાહિત્યની ઠેકડી.

જેમ આયર્લેંડમાં બન્યુ તેમ હિંદમાં લશ્કરી સામર્થ્યનો પ્રભાવ લુલો નિવડયો અને જ્યારે બૌદ્ધીક તેજથી પણ હિંદીઓ અંજાતા નથી એવુ માલમ પડયુ ત્યારે સભ્યતાના ઇજારદારોએ સંસ્કૃતિનો હુમલો કરવાનો છેલ્લો ઉપાય અમલમા

---

*"To her purposes Irish civilization was to be completely blotted out Everything that tended to remind us of the past, everything that tended to retain our Irish outlook, everything that helped to keep us as distinct people, every thing that tended to keep alive in us memories of our Gaelic civilization and Irish nationality, freedom and prosperity was to be obliterated"

આવ્યો. મેકાલે સાહેબે રાજ્યસભામાં જાહેર કર્યું કે, આ હિંદીઓની સંસ્કૃતિ–સભ્યતા બહુ જ હીન છે, આ લોકોનો પ્રાચીન વાંઙ્મયનો સંગ્રહ અમારા પુસ્તકાલયના એક ખૂણાના કબાટની અંદર પણ સહેલાઇથી સમાવેશ થઈ શકે એવો છે, અને વળી આ લોકોના શાસ્ત્રગ્રંથો પણ વિચિત્ર અને ખોટી ખોટી કથાઓથી ભરેલા છે. એમાં ઘણે ભાગે ઉંચા રાક્ષસોની અને ભયંકર ભૂતોની વાતો છે, અને તેમાં ભાગ્યેજ કૈં શાસ્ત્રજ્ઞાન છે. તેના કરતાં ઇંગ્લેંડની એક નિશાળની છોકરી પણ વધારે જાણતી હશે. છેવટમાં મેકોલે સાહેબે પ્રતિપાદન કર્યું કે હિંદીઓની પ્રાચીન સાહિત્ય અને શાસ્ત્રોની નિશાળો બંધ કરી તેના બદલામાં અંગ્રેજી સાહિત્ય અને ભૌતિકશાસ્ત્રનું જ્ઞાન આપનારી નિશાળો ખોલવી જોઈએ. આ ઠરાવ સરકારે માન્ય કર્યો અને તરત જ આખા દેશમાં અંગ્રેજી નિશાળોની સ્થાપના થઇ. એમાં વિદ્યાર્થીઓ વધારે ને વધારે દાખલ થાય તેથી થોડું અંગ્રેજી શિક્ષણ લેનારને પણ મોટી મોટી માનની અને હોદ્દાની જગ્યાઓ આપવામાં આવી. થોડાક દિવસોમાં અંગ્રેજી ભાષાએ નિશાળમાંથી પ્રાચીન સંસ્કૃત ભાષા અને દેશી ભાષાઓને પ્રભ્રષ્ટ કરી. સંસ્કૃતિનું મદાર જે સ્વભાષા છે તે આવી રીતે બંધ થવાથી પોતાની સંસ્કૃતિ પણ લગભગ નષ્ટ થવા લાગી. મેકોલે સાહેબે જે હેતુસર આંગ્લસંસ્કૃતિનો હિંદુસ્થાનને પરિચય કરાવ્યો હતો તે હેતુ તેના યથાર્થ સ્વરૂપમાં પાર પડયો.

## રાજકીય સુધારા સાથે રોલેટ એક્ટ.

યુરોપી સભ્યતા માટે હિંદીઓમા આરંભમાં પાશ્ચાત્ય કેળવણીને લીધે વિશેષ પ્રમાણમાં આવવા લાગ્યું. હિંદની પ્રગતિના વિચારે તે વેળાના અનેક હિંદીઓએ પાશ્ચાત્ય શિક્ષણની જરૂરીઆત સ્વીકારી અને સરકાર સાથે એવી શાળાઓ સ્થાપવા અને તેને ફતેહમંદ બનાવવામા સહકાર કરવા માંડયો. હિંદના ઉદારમતવાદી મવાળ આગેવાનોના દૃષ્ટિબિંદુએ અંગ્રેજી કેળવણી હિંદની પ્રગતિ માટે જરૂરી હતી, ત્યારે યુરોપીયનોનું દૃષ્ટિબિંદુ એ કેળવણી પાછળ હિંદના શાસનમા સરળતા મેળવવાનું હતુ તેઓ સંસ્કૃતિનો હુમલો કરી આર્થિક હીત સાધવા ઇચ્છતા હતા. તેઓ કેળવણીના પ્રચાર દ્વારા હિંદમાના પોતાના આર્થિક લાભો મેળવવા ઇચ્છતા હતા પરંતુ ઇ સ ૧૯૧૪ મા યુરોપે માનવસંહારના મહાયુદ્ધમા ઝંપલાવ્યું આ યુધ્ધના અભ્યાસથી યુરોપીય સભ્યતાનો રહ્યોસહ્યો હિંદીઓનો ગર્વ ઓગળવા લાગ્યો યુધ્ધમા થતા ભયાનક માનવસંહારે યુરોપીય સભ્યતાનો એવો અર્થ થતો બતાવ્યો કે પોતાના આર્થિક લાભો માટે યુરોપીય સભ્યતા ગમે તે કરવા પાછી પાની નહિં કરે ઇ સ ૧૯૧૮ મા મહાયુદ્ધની સમાપ્તી થતા ઇ. સ ૧૯૧૯ મા હિંદને મોન્ટફર્ડ સુધારાઓ આપવામા આવ્યા હિંદને સ્વાતંત્ર્યની જરૂર હતી, હિંદની તેવી માગણી પણ હતી એ માગણીને ઠંડી પાડવા માટે હિંદમા રાજકીય સુધારાઓ

એક તરફથી દાખલ કરવામા આવતા હતા, ત્યારે બીજી બાજુએ હિંદીઓના સભા ભરવાના, બોલવાના અને અભિપ્રાયો પ્રગટ કરવાના અધિકાર ઉપર રોલેટ એક્ટ નામે એક નવા કાયદા દ્વારા અંકુશ મુકવામાં આવ્યો. યુરોપીય સભ્યતા તરફના ઓસરી જતા આદરમાં રોલેટ એક્ટના પ્રકરણે વધુ ઉમેરો કર્યો. સારાયે હિંદમાં એ કાયદા વિરૂદ્ધ ઉશ્કેરણી ફેલાઇ. જ્યારે એ કાયદો એસેમ્બલીમાં રજુ કરવામા આવ્યો ત્યારે એકેએક રાષ્ટ્રગતવાદી હિંદી નેતાએ તેનો સખ્ત વિરોધ કર્યો હતો. આ વિરોધની અવગણના કરવામા આવી

## કાળા કાયદા સામે ઉશ્કેરણી

સ્વાતંત્ર્ય માટે તલસતી જનતાએ એ કાયદાને કાળા કાયદાનું નામ આપ્યું અને એ રાષ્ટ્રિય અપમાનનો વિરોધ કરવા માટે સારાયે હિંદમાં ૬ ઠી એપ્રીલ ૧૯૧૯નો દિવસ કાળા દિવસ તરીકે પાળવા માટે લોકનેતાઓએ વિનંતિ કરી તે વેળાએ હિંદમાંના દરેક રાજદ્વારી પક્ષે એ આંદોલનમા ભાગ લીધો, અને તેની સરદારી મહાત્મા ગાંધીએ લીધી. એ માટે પ્રજાએ ભરવા ધારેલી સભાઓમા અને કાઢવામાં આવનારા સરઘસોમાં સરકારે દખલગીરી કરી દિલ્હીમાં તા૦ ૩૦ મી માર્ચ ૧૯૧૯ ને સંપૂર્ણ દિવસે હડતાલ પડી.

## દિલ્હી, પંજાબ, અમદાવાદ અને મુંબાઇના બનાવો.

પોલીસે દિલ્હીની જનતાનું એક સરઘસ રેલ્વે સ્ટેશન તરફ જતું અટકાવ્યું. પરિણામે પોલીસને ગોળીબાર કરવા પડેલા. કેટલાંક ખૂનો પણ થયાં ગાંધીજીએ મુંબાઇમાં તા૦ ૬ ઠીનો દિવસ ઉજવીને દિલ્હી આવવાનો તાર સ્વ. સ્વામી શ્રધ્ધાનંદને કર્યો. સ્વામીજી અને હકીમ અજમલખાનની દિલ્હીમાં તે વેળા આણ હતી. દિલ્હીમાં જેમ થયું તેમ લાહોર, અમૃતસરમાં પણ થયું. ડૉ૦ સૈફુદ્દીન કીચલુ અને ડૉ૦ સત્યપાલે ગાંધીજીને પંજાબમાં આવવાનો આગ્રહભર્યો તાર કર્યો. ગાંધીજીએ દિલ્હી થઈને પંજાબ જવાનો નિશ્ચય કર્યો. મુંબાઇમાં સંપૂર્ણ હડતાળ પડી. હિંદ સ્વરાજ્ય, સર્વોદય તેમજ પાશ્ચાત્ય જીવન એ ત્રણ પુસ્તકો સરકારે જપ્ત કર્યાં હતાં, તે છપાવીને લોકોમાં વેચવાનો અને એ રીતે કાયદાનો ભંગ કરવાનો નિરધાર કરવામાં આવ્યો. મુંબાઇનાં લોકો ઉત્સાહમાં આવ્યાં અને તેઓએ મજકુર પુસ્તકો પોતે કાયદો તોડી સત્યાગ્રહ કરે છે એવા વિચારે જાહેર રસ્તા ઉપર વેચતા સ્વયંસેવકો અને આગેવાનો પાસેથી ખરીદ્યાં. બીજે દિવસે એટલે સાતમી તારીખે સરકારે જાહેર કર્યું કે મજકુર પુસ્તકો સરકારે જપ્ત કર્યાં નહોતા. અર્થાત એ પુસ્તકોની પહેલી આવૃત્તિ જપ્ત કરી હતી, ત્યારે આ નવી આવૃત્તિઓ જપ્ત કરવામાં આવી નહોતી. સરકારના

આ ખુલાસાથી કાયદાભંગ અને સત્યાગ્રહના ખેલ ખેલનારાઓ નિરાશ બન્યા. મુંબાઈથી ગાંધીજી દિલ્હી જવા નિકળ્યા મથુરા પહોંચતા તેમને પોતે પકડાશે એવી ખબર મળી પલવલ સ્ટેશન આવે તે પહેલા પોલીસ અમલદારે ગાંધીજીને પંજાબમા દાખલ થવાની મનાઈનો હુકમ આપ્યો. ગાંધીજીએ એ હુકમને તાબે થવાની ના પાડયાથી તેમને ત્યાંથી મુંબાઈના મરીનલાઈન્સ સ્ટેશન પર લાવી છોડી મુકયા એમના પકડાવાની ખબર સાંભળીને તે વેળા મુંબાઈમા સખ્ત હુલ્લડ શરૂ થયું હતું. ગાંધીજીના પકડાયાની ખબર સાભળી હિંદના જુદા જુદા ભાગમા ઉશ્કેરાએલા માનવ સમુદાયે ખૂનો કર્યા અને આગો લગાડી. અમદાવાદ, વીરમગામ, દિલ્હી અને પંજાબમા તોફાનો થયા. અમૃતસર અને અમદાવાદમાં લશ્કરી કાયદાની જાહેરાત કરવામા આવી. પંજાબમા અનેક વર્તમાનપત્રો બંધ કરાવવામાં આવ્યા અને મુંબાઈમા બોમ્બે ક્રોનિકલના તંત્રી બેન્જામીન મી૦ ગાય હોર્નીમેનને સરકારે પકડી દેશપાર કર્યા સરકારે પંજાબના નેતાઓ ડૉ૦ કીચલુ અને ડૉ૦ સત્યપાલને પકડયા અને કોઈ અજાણે સ્થળે મોકલી દીધા ગાંધીજી પકડાયાની અફવાએ પંજાબમા પણ ઉશ્કેરણી ફેલાવી અમૃતસરમા જલીઆનવાળા બાગમા લગભગ દસ હજાર હિંદુમુસ્લીમ પંજાબીઓની સભા પોતાના રાષ્ટ્રીય દુર્ભાગ્ય ઉપર પ્રતાપ કરવા, રાષ્ટ્ર નેતાઓની ગીરફતારી માટે રોષ દેખાડવા અને કાળા કાયદાનો વિરોધ

કરવા મળી. એ સભા જે બાગમાં મળી હતી, તે બાગને ગોળ ફરતી ભીંત હતી. તેમાંથી બહાર જવા માટે એક સાંકડી ગલી હતી. જોતજોતામાં જનરલ ડાયર પોતાના સશસ્ત્રસૈનિકો સાથે આવી પહોંચ્યા અને લોકોને થોડી જ મીનીટોમાં વિખરાઇ જવાનો હુકમ કર્યો. એ પ્રચંડ માનવ મેદની વિખરાઇ જાય તેટલો સમય આપવામાં ન આવતાં એકદમ ગોળીબાર કરવાનો જનરલ ડાયરે હુકમ કર્યો. સેંકડો અસંખ્ય નિર્દોષ શસ્ત્રહિણ માણસો માર્યા ગયાં અને હજારો જખ્મી થયા જલીઆનવાળા બાગની ભયાનક કત્લ અને પંજાબમાં જાહેર કરવામાં આવેલા લશ્કરી અમલનો ઇતિહાસ વાંચનારને યુરોપીય સભ્યતાના પ્રકારનો દુઃખભર્યો પરિચય કરાવે છે. લોકોને પેટે ચાલવા હુકમ કરવો, જમીનપર નાક ઘસવાનું અપમાનભર્યું ફર્માન કરવું; અને શહેરીઓને નગ્ન કરી જાહેર રસ્તા વચ્ચે ચાબૂકથી ફટકાવવા એ બધાં કૃત્યો યુરોપીય સભ્યતાની ભયાનક બદનક્ષી કરનારાં નિવડયાં જે ઇસુખ્રીસ્તના અનુયાયી હોવાનો દાવો કરવામાં આવે છે, અને જે ઇસુએ કોઇ ગાલ પર એક તમાચો મારે તો બીજો ગાલ ધરવાનું શિખવ્યું છે, એ ઇસુના અનુયાયીઓએ પંજાબમાં ગુજારેલા સીતમોની કહાણી જાણીને એમના ઇસુખ્રીસ્તનો આત્મા કંપ્યા વીના નહીં રહ્યો હોય. જનરલ ડાયરના અમાનુષી અને ઘાતકી કૃત્યો પંજાબમાં જ નહીં પરંતુ સારીયે સંસ્કૃત જગતની માનવતાને આહ્વાહન કરનારાં

હતાં. સભ્યતાના સંરક્ષક ડાયરે જે કરપીણ અત્યાચારો કર્યાં તે ઇસુખ્રીસ્તના અનુયાયી હોવાનો દાવો કરનારી સભ્યતામાં શ્રેષ્ઠ કહેવાતી પ્રજાને શરમાવનારાં અને તેમની સભ્યતાનું દીવાળું જાહેર કરનારા હતા

તાત્પર્ય એ જ છે કે આર્થિક લાભોનાં સંરક્ષણ અને તેની વૃધ્ધી માટે યુરોપે પોતાની પાશવીક શક્તિનો ઉપયોગ અનેક સ્થળે કર્યો. યુરોપમાં ફરી મહાયુધ્ધ ન જાગે એ માટે નબળાં અને હારેલાં રાજ્યોના મુલકોની વહેંચણી કરી લીધી. શસ્ત્રશક્તિએ પોતાનું કર્તવ્ય બજાવ્યું, અને તેની સાથે યુરોપીય સભ્યતાએ પોતાનું શ્રેષ્ઠત્વ સંપાદન કરવા માટે સંસ્કૃતિનો–સભ્યતાનો હુમલો પૂર્વવત્ ચાલુ રાખ્યો. પ્રાચીન સભ્ય જાતિઓને તેમણે જંગલી ગણ્યા અને તેમને સભ્ય બનાવવાની પોતાની નિષ્કામ ને નિસ્વાર્થ ફરજ સમજી—એ ફરજ બજાવતાં તેમને એ પ્રાચીન સભ્ય જાતિઓનો શાસનભાર ગ્રહણ કરવો રહ્યો.

સમાપ્ત.

જ્યારે તેઓ ઉપકાર કરે છે !



ઇજીપ્તનું સ્વાતંત્ર્ય.

જ્યારે તેઓ ઉપકાર કરે છે




મૉસ્કોના [illegible]